# રેવેન્યુકામ અને ખેતીવાડી.

બનાવનાર,

છોટાલાલ જાદવરાય અમરેલી

મજમુદાર

અને

સ્વસ્થાન જુનાગઢના માહાલ વંથલીના વૈવટદાર.

રહેવાશી, જુનાગઢ.

મુંબઈમાં

જાવજી દાદાજીના

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૪૯. સન ૧૮૯૨.

કિંમત રૂ. ૨.

# અર્પણ પત્રીકા.



ખુદાવંદ નેકનામદાર આલીજાંહાં નવાબસાહેબ શ્રી ૭ રસુલખાંનજી બાબી બાહાદુર.

સ્વસ્થાન જુનાગઢના નવાબ સાહેબની હજુરમાં. અમો સૌરાષ્ટ્ર પ્રજા સુખ શાન્તી અને ન્યાયનો લાભ ભોગવીએ છીએ. જે ઈશ્વર ઇચ્છાથી આપ નામદારસાહેબ ગાદીનસીન થતાં કાયમ ભોગવવાની જે કારણોથી ઉમેદ બંધાઈ છે, તે કારણો આપ નામદારની જાતની પ્રશંસા કરાવનારાં હોઇને તેથી ઉત્પન્ન થતા સંતોષની નીશાંની દાખલ આ રેવેન્યુ કામ અને ખેતીવાડી નામનું તૈયાર કરેલું પુસ્તક આપ નામદારની હજુરમાં અર્પણ કરૂં છઉં તે માન્ય રાખવાની મેહેરબાની ફરમાવશો.

હું છઉં સદાનો તાબેદાર,

છોટાલાલ જાદવરાય વંથલી વૈવટદાર.

# પ્રસ્તાવના.

રેવેન્યુ જ્ઞાન અને ખેતીવાડી સંબંધી જ્ઞાન કેટલું બધું ઉપયોગી છે, એ સૌ કોઈ આપણા આર્ય ભાઇયોના જાણવા બાહાર નથી.

હજારો માણસો આ જગતમાં ખેતીવાડી કરી પોતાનું ગુજરાન સારી રીતે ચલાવતાં આપણી નજરે જોઇએ છીએ.

"ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, અને કનીષ્ઠ નોકરી." આ કહેવત સર્વ વર્ગના લોકોના જાણવામાં છે.

ઈંગ્લંડ, અને અમેરીકા જેવા સુધરેલા દેશોમાં, મોટા મોટા અમીર ઊમરાવોએ પણ મુખ્યત્વે ખેતીનો ધંધો પસંદ કરેલો છે અને એજ ધંધા ઉપર પોતાના વાર્શીક મોટા ખર્ચો નીભાવી રહેલા છે.

નોકરી નીજડ પથ્થર ઉપર છે, જે વખતે બરતરફ થયા તે વખતે ઉંચે આકાશ, અને નીચે ધરતી. એમ ત્રીશંકુના તારાનીપેઠે પોતાની સ્થિતી નીભાવવાના વિચારમાં લટકી રહેવું પડે છે. અને હું ધારૂં છઉં કે આ અનુભવ ઘણા લોકોને મળતો હશે.

સમજુ અને દુરંનદેશી વિચારવાળા પુરૂષોએ મુખ્ય ધંધો ખેતીવાડીનો અથવા વ્યાપારનો જાથુક રાખી નોકરીનો ધંધો તે સાથે રાખવો જોઇએ. કદાચ નોકરીમાંથી દૂર થયા તોપણ જાથુકના ધંધાને લઈ પોતાની ચાલતી સ્થિતી નીભાવવામાં અડચણ આવતી નથી.

આ બંને વિષયો એટલા બધા મોટા છે કે જેને પુરી રીતે કિંવા સાધારણ રીતે પણ દરસાવી શકવા મારામાં તાકાત નથી; પરંતુ જ્યારથી મને જુનાગઢ સ્વસ્થાનમાં મુખ્ય દીવાન રાવસાહેબ હરીદાસ બિહારીદાસે વહીવટદારની જગ્યો આપી ત્યારથી આ બંને વીષયોના સંબંધમાં કાંઈ લખવું આ વીચારને અનુસરી

ખેડા ખેતીવાડી પુસ્તક ૫-૬-૭-૮-૯
બાપાલાલકૃત ખેતીવાડી સંબંધી નીબંધ.
ગુજરાત ખેતીવાડીની હાલની સ્થિતી વિષે નીબંધ.
બગીચાનું પુસ્તક.
બાગાયત.
મેગનોટનકૃત વિલેજ એકાઊન્ટ.
જમીન મેશુલનો કાયદો સન ૧૮૭૯.
રેવાશંકર તથા પ્રાણગોવિંદ જોશીકૃત ખેતીવાડીનું પુસ્તક.
ગાયકવાડી નીયમોનાં પુસ્તક ૪૦.
કાઠીયાવાડ લોકલ ડીરેકટરી ભાગ ૨.
પ્રતવારીનો કાયદો.

એચ. એલ. નટસાહેબે કાઠીયાવાડના પેલા કલાસનાં સ્વસ્થનોને રેવેન્યુ કામસંબંધી પુછેલા સવાલો તથા જવાબોની ફાઇલો.

## રાજકીય ધર્મપ્રકાશ.

અનુભવી પુરૂષોથી કરી લેવામાં આવેલા ખુલાસાઓ તથા મને પોતાને આજ ૭ વરસના કંઈ મળેલા અનુભવ વિગેરે સાધનોવડે આ રેવેન્યુ કામ અને ખેતીવાડી નામનું પુસ્તક તયાર કરી પ્રસિદ્ધ કરેલું છે.

આ વિષયો ઘણા મોટા હોઈને આ પુસ્તકમાં ઘણી ભુલો ખાધેલી વાંચનારા અનુભવી આર્ય ભાઇયોના મનમાં આવશે; પરંતુ તે વખતે દયા દૃષ્ટિથી પુસ્તક લખનાર તરફ જોવા વિનંતી છે. કારણ એકથી સો ગણાય છે પણ સોથી એક ગણવાનો રીવાજ નથી એટલે આ કામનો આરંભમેં એકડાના આકારમાં કરેલો છે. વળી ચાલતું (છુટી)નું, કામ કરતાં અવકાશ મળે, નકામો વખત ગુમાવવાને બદલે કાંઈ પણ સદુધમ કરવો એ ઉચીત માની આ પુસ્તક મેં તયાર કરેલું છે.

આશા છે કે રાજાઓ, કાર્યભારીઓ, અમીર ઊમરાવો જમીનદારો અને ભાઈબંધો આ પુસ્તકને સારૂં ઉત્તેજન આપી બીજી આવૃત્તિ વધારે વીસ્તારથી સુધારા સાથે છપાવી, પ્રસિદ્ધ કરવા તક આપશે.

આ પુસ્તક તૈયાર કરવામાં મને માળીયા વહીવટદાર રા. ભગવાનદાસ ઇંદ્રજી તથા શીળ વહીવટદાર રા. વેણીશંકર ભવાનીશંકર અને કુતીયાંણા મુનસફ રા. રઘુનાથજી સાંમળજીએ સારી મદત આપેલી છે તેથી તે ત્રણેનો ઉપકાર માનું છઉં. તથાસ્તુ.

લ૦ છોટાલાલ જાદવરાય મજમુદાર
વંથલી વહીવટદાર.

# અનુક્રમણિકા.

૫૯૬૬

# ખેતીવાડીની કમેટી સ્થાપવા વિષે.



ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનીષ્ટ નોકરી અને નીચ કાંમ ભીખ એ રીતે ધંધાની નંબરવારી વિદ્વાન લોકોએ કરેલી છે. અને તેમાં સર્વથી પેહેલે નંબરે ખેતીનો ધંધો ગણેલો છે.

એ તો ખરીજ વાત છે કે ખેતીવાડી જેવો ધંધો એકે સરસ નથી; પરંતુ દીલગીરી એ છે કે ખેતીવાડી સંબંધી સાધારણ જ્ઞાન પણ આપણા ખેડુતોમાં નથી; એટલે ખરી ખેતી કેમ કરવી, ખાતરનો ઉપીયોગ કેવી રીતે કરવો, હથીયાર કેટલાં ને કેવાં વાપરવાં, ઢારની માવઝત કેમ કરવી, જમીનમાં ઘણો દઈ કેવી રીતે ઉડુખેડાંણુ કરવું. જુદા જુદા પાક જમીનમાં કેવી રીતે ઉત્પન્ન કરવા, ખેતર કેટલે દરજ્જે ચોખાં રાખવાં, ખેતરને વાડય વિગેરેનો બંદોબસ્ત કેવી રીતે કરવો, પાંણીની નિકો કેવિ રીતે કાઢવી. એ વિગેરે જે જે ખેતીવાડી સંબંધી ખાસ જ્ઞાન મેળવવાનું છે, તે આ તરફના ખેડુતો સાધારણ બુદ્ધિના હોઇને મેળવી શકતા નથી. ગાડરીયા પ્રવાહની માફક જે ધોરણ ચાલ્યું આવેછે, તેમ ચલાવે જાયછે આથી કરીને જેટલે દરજ્જે ખેતીવાડીનો લાભ લેવાવો જોઇએ, એટલે દરજ્જે લઈ શકાતો નથી અર્થાત જમીન કચોખી રહેછે, ઉત્પન્ન સારૂં આવતું નથી, ખેડુતો દીન બદીન નબળી સ્થિતીમાં આવતા જાયછે, દરબારના મેહેસુલમાં વધારો થતો નથી. આ સઘળી હરકતો દુર કરવાના ઉપાયો શોધી કાઢવા ખાતર દરેક પ્રાંતમાં યાને માહાલોમાં એક એક ખેતીવાડીની કમેટી સ્થાપન કરવી. કમેટીએ ખેડુતોના હકો તેમને અપાવી તેમજ નવી નવી યુક્તીઓ ખેડુતોને સમજાવી, તેમની હાલત સારી થતી જાય તેવી કોશીશો કરવી.

આયર્લાન્ડમાં સંભાળ ભરેલી ખેતી, ખેતરમાં ઉત્તમ રીતે ખેડાંણ; ખેતરમાં સારી રીતે ખાતરનો ઉપીયોગ કરવાની રીત, ખેતરને વાડ બરાબર કરવાની ફરજ, ખેતીનાં ઓજાર સાફ રાખવાની ટેવ, પાંણીની નીકો કાઢવાનું જ્ઞાન, વાવેતરનું રીતપૂર્વક ફેરવવું, એ વિગેરે જે જે ખેડુતોને ખાસ જ્ઞાન મેળવવાની તથા તે પ્રમાણે અમલ કરવાની ફરજ રહેલી છે, તે ત્યાંના ખેડુતો બરાબર કરી શકેછે. તેનું ખાસ કારણ એ છે કે આયર્લાન્ડમાં ઉપર પ્રમાણે જે જે ખેડુતો સારી ખેતી કરી શકે તેને ખાસ રીતે રાજ્ય તરફથી ઇનામ આપવાનો રીવાજ યાને કાયદો છે.

ઇનામ મેળવવાની ચરસાચરસીથી ઘણે ભાગે દરેક ખેડુતો પોતાના ખેતીવાડીના દરેક કામમાં ઘણાજ ઉદ્યોગી રહેછે અને તેથી ઘણા સારા ઉત્પન્નનો લાભ ત્યાંની સરકાર લઈ શકેછે. સબબ આવા રીવાજો દરેક રાજ્યમાં કાઢવાની જરૂર છે કે જે દરબારની દૃષ્ટિમાં મુકવા માટે પણ ખેતીવાડીની કમેટી સ્થાપવા જરૂર છે.

દરેક રાજ્યનો પાયો જમીન છે, જમીનની ઉત્પત્તિ ઉપર સઘળો આધાર છે, સારાં કપડાં, સારૂં અનાજ, અને ટુકામાં રાજા પ્રજા અને સર્વે જનમંડલનું નીભવું, એ જમીન ઉપરજ છે, અને જમીનનો સઘળો આધાર સારા ખેડુતોની સારી મેહેનતવાળી અને કેળવાએલી ખેતી ઉપરજ છે. છતાં ખેતીવાડી સંબંધી હાલત દીન બદીન નબળી થતી જોવામાં આવેછે એ ઘણું દિલગીર થવા જેવું છે.

આઈન અકબરી નામના ફારશી ગ્રંથ ઉપરથી માલમ પડે છે કે, આજથી બસેહ વરસ પેલાં અકબર બાદશાહના દિવાન ટોન્ડરમલે તે વખ્તે ઓગણીસ વરસના પાકની સરાસરી કાઢી, જેમાં તે વખ્તે એક એકરે અગીયાર સેહ ને પંદર શેર ઘઉં થતા હતા. તે જગ્યોએ આજ એક એકરે ૬૬૦શેર ઘઉં થાય છે તે વખ્તે રૂ એક એકરે (૨૨૩) શેર થતું હતું તે જગ્યોએ આજ એક એકરે ફકત (૫૨) બાવનજ શેર થાય છે, એ ઉપરથી તે

વખતની અને હાલના વખતની ખેતી વાડીમાં કેટલો બધો ફેર પડી ઉતરતી સ્થીતીમાં આજની ખેતી આવી ગએલી છે, તેનો વિચાર વાંચનારના મનમાં શેજ ઉત્પન્ન થશે.

સબબ ખેતીવાડીના કામમાં આટલે દરજે પાછા પડીજવાનું શું કારણ છે તે શોધી કાઢવા અને પાછી તેની સારી હાલત લાવવામાટે દરેક પ્રાંતમાં એક એક ખેતીવાડીની કમેટી સ્થાપન કરવાની જરૂર છે.

જે મુલકમાં ખેડુતો અને રાજા વચેના હકો મુકરર થયા નથી ત્યાં અવશ્ય થવા જરૂર છે તેમાં મુખ્ય હક આ ખેડુતને આપવા જરૂર છે કે, જે ખેડુત જે જમીન ખેડતો હોય તે વંશ પરમપરા કારણવિના લેવાયજ નહિ.

આ હક ખેડુતને આપવાથી ખેડુતનાં મન સ્થીર રહે છે, તેથી સારી રીતે જમીન ખેડે છે; મેહેનત તન દઇને કરે છે, કેમકે આ હક આપવાથી ખેડુતો સમજે છે કે, ખેતરમાં જે મેહેનત કરશું અને બળદને મારશું તે વૃથા નથી કેમકે ખેતર આપણું છે, તે આપણે અગર આપણા વંશવારસને ભોગવવાનું છે કારણવિના રાજા કોઇને આપી દે તેમ નથી. આવા વિચારથી પોતાનું મન દ્રઢ રાખી ખેડુતો ઘણા ખુશીથી ખેતરમાં સારી ખેડ કરવામાટે મેહેનત લેછે, ખેતર ચોખાં રાખે છે, સારાં બીજની વાવણી કરી દરબારને સારૂં ઉત્પન્ન આપે છે અને આથી કરી દરબારના એકંદર ઉત્પન્નમાં વધારો થાય છે.

અગર જો આવા ઉંચા હકો ખેડુતોને આપવામાં નથી આવતા તો તેથી ખેડુતોનાં મન અસ્થીર થઈ જાય છે, એટલે પોતાપાસેની જમીન પોતાપાસે રહેશે કે નહી. સારી ખેડ માઠ કર્યા પછે નજરાંણાના લોભથી દરબાર જમીન કાંમેલ કર્યા પછે આંચકી લેશે તો વિગેરે વિચારો તથા તેસંબંધી ફીકરો ખેડુતોના મનમાં નિરંતર રહ્યા કરે છે. તેથી તન દઇને હોંસથી ખેડ કરતા નથી, ખેતરો કચોખાં રાખે છે સારાં બીજની વાવણી કરતા નથી. ખાતરનો ઉપયોગ કરી ઉત્પન્નમાં પણ વધારો કરી શકતા નથી. તેથી

પોતાની સ્થીતી સારી થતી નથી તેમ દરબારને ઉત્પન્નમાં નુકશાન પોંચાડે છે એટલામાટે ખાસ કારણવિના કોઈ ખેડુત પાસેથી જમીન લેવાશે નહીં તેવા તસલ્લી ભરેલા લેખો કરી, ખેડુતોને દેવા તેમજ દરેક ખેડુતને તે બદલ દીલભરી કરવી.

દરેક રાજ્યકરતાઓએ સારા આબરૂદાર, પ્રમાણીક, નીતીવાળા, સ્વાર્થવિનાના, નીસપ્રહી, ઉદાર દીલવાળા, દીર્ઘ દૃષ્ટિવાળા, ખેતીવાડીને જાણનારા એવા પુરૂષોની એક કમેટી સ્થાપી, તેને દરેક તાબાના પ્રાંતોમાં મોકલવા તે કમેટી તે દરેક પ્રાંતમાં ફરી, જે પ્રાંતમાં જે જે વૈવટનું બંધારણ બાંધવા ખેડુતની તેમજ વ્યાપારીઓની હાલત જોઈ જણાય તે પ્રમાણે બાંધવું, કે જેથી દરબારનું મેહેસુલ વધે; પ્રજાજનો સુખી થાય, ખેડુતની હાલત સુધરે અને સારી સ્થીતી ટકી રહેતાં ઉલટો તેમાં વધારો થાય, અને વ્યાપારીઓને સારૂં ઉત્તેજન મળી વ્યાપાર વૃદ્ધીમાં પણ ઉત્તેજન મળે, તેપ્રમાણે વૈવટનું બંધારણ બાંધવું.

રેવેન્યુ કમીશનરે પણ દરેક પ્રાંતોની માહેતગારી મેળવી સરકયુલરો વિગેરે પણ જેપ્રમાણે જે પ્રાંતના ખેડુતોની જેવી હાલત હોય તેજ પ્રમાણે વૈવટના સંબંધમાં કાઢવા જોઇએ કે જેથી ખેડુતની હાલત ત્રુટે નહીં.

દરેક ખેડુતપાસે વૈવટ પ્રમાણેજ લેવાણ લેવું. મગર કોઈ ખેડુતને થોડું ઉત્પન્ન આવ્યું હોય તો તેની સ્થીતી બચાવી, તેપ્રમાણે લેવાણ લેવા સંબંધી પણ નીયમ કરવા.

કોમળ ઝાડ જેમ વાળીએ છીએ તેમ વળે છે. તેમ મોટું થયા પછી વળતું નથી તેમ ખેડુતનાં છોકરાં નાની ઉમરનાં હોય ત્યારે તેમને અભીયાસ કરવામાટે ખેતીવાડીસંબંધી જ્ઞાન મેળવવામાટે શાળાઓસ્થાપન કરવી. જેમ ઈંગ્રેજી, ગુજરાતી, ફારસી, વિગેરે ભણાવવામાટે શાળાઓ સ્થાપન થાય છે તો પછે, ખેડુતનાં છોકરાંઓમાટે ખેતીવાડીસંબંધી ઉચું અને અતી ઉપયોગી ફાયદા ભરેલું જ્ઞાન ન આપવામાં જે મોટી ભુલ થાયછે તે અવશ્ય સુધારવી, એ ઘણી જરૂરની બાબત છે.

આપણા ઉપર રાજ્યકર્તા બ્રીટીશ સરકારે, ઈંગ્લાન્ડમાં તેઃ ઘણી શાળાઓ સ્થાપન ઠામ ઠામ કરેલી છે. તેમજ ખેતીવાડીની કમેટીઓ પણ સ્થાપન ઘણી કરેલી છે પરંતુ આપણાજ દેશમં એટલે પુનામાં ખેતીવાડીની કૉલેજ સ્થાપન કરેલી છે. તે શીવાય બીજા પણ કેટલાંક મોટાં શેરોમાં શાળાઓ દાખલ કરેલી છે કે જ્યાં ખેતીવાડીસંબંધી સારૂં જ્ઞાન ખેડુતના તેમજ બીજા ગ્રહસ્થોના છોકરાઓ પણ લઈ શકે છે વીલાયતમાં અને અમેરીકામાં તો જેમ સંસ્કૃત વિદ્યામાં ઈંગ્રેજી વિદ્યામાં મોટા મોટા પ્રોફેસરો છે, તેવીજ રીતે ખેતીવાડીના જ્ઞાનમાં કુશલ થએલા મોટા મોટા પ્રોફેસરો ઘણાજ પંકાયેલા છે.

કાપણી કરવામાટે, વાવણી કરવામાટે, ખેતર નિંદવામાટે અને ટુંકામાં ખેતીવાડી કરવાસંબંધી ઘણી અનુકુળતા ભરેલા સંચાઓ બનાવેલા છે. તેથી સો માણસ જે કામ એક કલાકમાં કરી શકે તે કામ એક સંચો એક કલાકમાં કરવા શક્તીમાન થએલ છે.

એટલે દરજે તો આપણા દેશમાં ખેતીવાડીસંબંધી જ્ઞાન વધવા આશા બંધાતી નથી. મગર થોડું ઘણું પણ ઉંચા પ્રકારનું જ્ઞાન આપણા ખેડુતોમાં થવા ખાતર એક એક ખેતીવાડીની કમેટી દરેક પ્રાંતમાં સ્થાપન કરવાની પુરી જરૂર છે.

સન ૧૮૩૮ માં ઈંગલાન્ડની અંદર ઓરીએન્ટલ એગ્રીકલચર સોસાઇટી સ્થાપન થઈ જેમાં સ્વદેશાભિમાન રાખનારા સન ૧૮૪૪ માં ૬૯૨૭ મેંબરો જેમાં દાખલ થએલા હતા. આ સોસાઈટી ખાસ પોતાનું એજ કામ કરતી હતી કે,

૧ ખેતીવાડીસંબંધી પુસ્તકો લખવાં અને બહાર પાડવાં.

૨ ખેતીવાડી કરવામાં સરળ પડે તેવાં ઓજારો શોધવાં અને સર્વ ખેડુતો તેનો સેલાઈથી લાભ લઈ શકે તેમ પ્રસીદ્ધ કરવાં.

૩ જુદી જુદી જાતના પાક ઉત્પન્ન થાય તેવી નવી નવી ક્રીયાઓ શોધવી, અને તે પ્રસીદ્ધમાં મુકવી.

૪ નવી ક્રીયાઓ કોઈ શોધી પ્રસીદ્ધ કરે તેને ઈનામ આપવાં અને તેવી ક્રીયાઓ જેમ ઘણા ખેડુતના જાણુવામાં આવે તેમ પ્રયત્ન કરવાં.

આ પ્રમાણે કમેટીએ પોતાની ફરજ અદા કરવાથી હાલ ઈંગ્લાન્ડની ખેતીવાડી ઘણાજ સારા ઊંચા પાયા ઉપર આવેલી છે.

આપણા દેશમાં ગુજરાત ખેતીવાડીનો ઉદય થવામાટે નડીઆદના પ્રખ્યાત દેશાઈ અને આપણા માનવંતા મુખ્ય દીવાનજી સાહેબ હરીદાસભાઇના સહોદર બંધવાઓ વિગેરે ત્યાંના ગ્રહસ્થોએ મીસ્તર રોબર્ટસનના ભાષણ થયા નંતર એક ખેતીવાડીની કમેટી સ્થાપન કરી. કેટલાક પ્રયોગો નવીન કરી બતાવ્યા, કેટલાક નવીન શોધો કરી ગુજરાતના ખેડુતોને માહીત કર્યા. કેટલાક ગ્રંથો તથા ચોપાનીયાંઓ ખેતીવાડીસંબંધી બાહાર પાડ્યાં. વિગેરે ઘણી સારી મેહેનત તથા આગેવાની કરેલી છે તેજ પ્રમાણે દરેક પ્રાંતમાં આગેવાની કરી એક એક ખેતીવાડીની કમીટી રાજકરતાઓને સ્થાપન કરાવવી. એ ઘણું ફાયદા ભરેલું છે.

પ્રખ્યાત ડાકટર વીસરામ રામજીએ પુનામાં ખેતીવાડીસંબંધી ભાષણ આપેલ હતું જેમાં જણાવે છે કે આપણા ખેડુતો એકના એકજ પાક કર્યા જાયછે, ખાતરનો ઉપયોગ કરવાનું તેનામાં જ્ઞાન નથી, એ રીતે બીજા પણ ઘણા વિદ્વાનોનો મત પડેલો છે.

આંધળી ભેંશે મોડવું દીઠું તેમ ઘાચીના બળદ માફક આપણા ખેડુતો કાંઇ પણ જ્ઞાનમાં વધારો કર્યા શિવાય એકની એક રીતે ખેતીવાડીનું કામ કર્યા કરે તો આપણા દેશનો દિવસ કોઈ પણ રીતે વળવા આશા બંધાતી નથી એટલામાટે ખેતીવાડીનું જ્ઞાન આપણા ખેડુતોમાં વધારવામાટે અવશ્ય કમેટીઓ સ્થાપન કરવાની જરૂર છે.

કરનલ મોનીયર વીલીયમ લખે છે કે, સન ૧૮૨૮ માં ભરૂચની કાળી જમીન એક એકરે ૧૨૮ પાંઉન્ડ રૂત આપતી હતી ત્યારપછે ડાકટર બરનેલ લખે છે કે, સન ૧૮૪૪ માં દર એકરે

૩ શેર ૮૩ થતું હતું. અને હાલ તેથી પણ ઓછું ફક્ત ( ૫૨ ) શેરજ થાયછે.

આજ પણ યૂરોપ અને અમેરીકામાં તો આગળની માફકજ સારી રીતે પાકની ઉત્પત્તિ થાયછે અને તેના પ્રમાણમાં આપણે તો તદન ખેતીવાડીસંબંધી જ્ઞાનમાં પાછા પડી ગયા છીએ માટે આપણા ખેડુતોનું ભલું થવા ખાતર, એજ રસ્તો છે કે ખેતી-વાડીસંબંધી દરેક પ્રાંતોમાં એક એક સારા સમુદાયવાળી કમેટી સ્થાપન કરવી. મોટાઓ જે જે પગલે ચાલેલા છે તે તે પગલે જવા જો કે આપણે અશકય છીએ તોપણ હીંમત મરદા તો મદદ ખોદા એ દઢ વાકયનું ધોરણ પકડી ખેતીવાડીસંબંધી જ્ઞાન વધારવા કમેટીઓ સ્થાપન કરવી. યોગ્યતાવાળા પુરૂષોને તેમાં દાખલ કરવા અને ધોરણસર કામ ચલાવી ખેડુતોની હાલત સુધારવી, અને દેશને મોટો લાભ આપવો.

# મામલતદારનું કામ.

## બાબ પહેલો.

૧ ભાગબટાઈના સંબંધમાં ખળાં વખતસર ભરવાં અને સ-રકારી વજેનો ગંજ જાતે ભરી આપવો.

૨ સરકારી વજેના દાણાની હરાજી વખતસર કરાવવી અને સૈંકડે ૧૦ ટકા પ્રમાણે ખળાંનો નીમતાનો લેવો.

૩ ગામખાતે જે પાછલી સાલની બાકી હોય, તે વસુલ કરવા સંબંધમાં હપ્તા વિગેરે કરી આપવાના ઈલાજો લઈ નકી કરવું અને જેમ બને તેમ દરેક ગામખાતે પાછલી બાકી કમી રહે તેવી તજવીજ રાખવી.

૪ વિઘોટીના લેવાણમાં દરેક ગામે પ્રથમ જઇને માર્ચ માસ સુધીમાં જમાબંદી મુકરર કરવી.

૫ ફેસલપત્રક અને કાયમ ખરડો પાહાણી પત્રક પ્રમાણે જ-મીનનો કુલ રકબો મેલવી ખરાબા સીવાએ લાગવડ

થએલી જે જમીન એટલે ખાતેદારો અથવા ખેડુતો વિગેરેને ખાતે દાખલ થએલી જમીનના વીઘાઆકાર મુકરર કરવો.

૬ એ રીતે એકંદર ઉત્પન્ન નકી કરી ખરાબા વિગેરે જમીન બાબત પરચુરણ ઉત્પન્ન મુકરર કરવું.

૭ એ પ્રમાણે ઉપજ નકી કરવી તેને જમાબંદી કરવી એમ કહેછે. તેમાં વસુલ અને બાકી રહે તેની ચોખ કરવી.

૮ પાછલી સાલની બાકી ગામવાર મુકરર કરવી અને તેનો નીકાલ કરવા પુરી તજવીજ રાખવી.

## બાબ બીજો.

### આબાદી લાવણી કરવા વિષે.

૧ પડતર જમીન આબાદ કરવાની જેમ બને તેમ તજવીજ કરવી કારણ કે વસ્તી વધારવાના સંબંધમાં આ વાત મુખ્ય જરૂરની છે.

૨ હદનાં નીસાંનો જે જગોએ હોય તેજ જગ્યોએ કાયમ રહે એવી ગોઠવણ કરવી, અને તેની તપાસ પોતે જાતે અને ગામના પટેલ તલાટી વિગેરે મારફત કર્યા કરવી.

૩ દરેક ગામવાર ગૌચર મુકરર કરી આપવું.

૪ કુવા અવેડા ચોરા વિગેરે દરેક ગામે બંધાવવા યાને દુરસ્ત કરાવવા.

૫ બાગાયત વધારવા માટે કુવા કરનારને સરકાર તરફથી પુરી મદત આપવા ફીકરમંદ રહેવું.

૬ લોકોની આબાદી લાવણી વધારવા માટે સરકાર તરફથી તગાવી આપવી.

૭ ખરાબા જમીનમાં જંગલ વધારવા જેવું હોય યાને ઝાડો વવરાવવાં તથા ઉછેરવાની તજવીજ કરવા જેવું હોય તો તેપ્રમાણે બંદોબસ્ત કરવો.

૮ નદી વિગેરેનાં પુષ્કળ પાણી બાગાયત થઈ શકે તેવાં હોય તો એ રીગેસન અને પાટસ્થળ એટલે નહેરો વિગેરે લાવવાની સોઈ કરવી યાને એ બાબત પોતાના ઉપરી અધિકારીઓ તરફ સુચના કરવી.

૯ વેરા વિગેરે હલકા કરો જે કે રૈયતને ભારે પડતા હોય યાને ઓછા વધતા હોય તો તે એકસરખા કરવા કિંવા કમી કરવા.

૧૦ બંદર હોણું એટલે બંદરનો ઘાટ વીગેરે તાલુકાની હદમાં હોય, અથવા રેલવે સ્ટેસન હોય તો ત્યાંસુધીના તથા કસ્બાના રસ્તાઓ સાફ કરાવવા અને સડકો તથા નદી નાલાંઓ બંધાવી જેમ બને તેમ વેપાર વૃદ્ધીને સારી સગવડો થતાં એકંદર અડચણો દુર થાય તેવી ગોઠવણ કરવી.

૧૧ જ્યાં ઉજવલ વર્ણની વસ્તી વધારે હોય ત્યાં આગળ નિસાળો તથા દવા સાળાઓ સ્થાપન કરવી યાને તે બાબત પોતાના ઉપરી તરફ તેમ કરવા સુચના આપવી.

૧૨ મીઠાના અગરો થઈ સકવા સાધન હોય તો તે બાબત બંદોબસ્ત કરવો.

૧૩ જંગલ હોય તો વખતો વખત ઝાડનું કટીંગ કરાવવું તથા તે તરફના ઉત્પન્નને વૃદ્ધિંગત કરવું.

૧૪ ખનીજ પદાર્થનો શોધ કરાવવો તથા તેનો સંગ્રહ રાખવો ડુંગરો હોય તો તેમાંથી પથરો કહડાવવા તથા જોવા અને તેનો ઘટતો ઉપયોગ કરવો.

૧૫ ખેડુતો અને ખાતેદારોને જેમ બને તેમ લાંબી મુદત જમીન ભોગવવા કોસીસ કરવી કે જેથી જમીન સુધારવામાટે તેમને કાળજી રહે.

૧૬ ભાગ બટાઈ હોય ત્યાં માપણી તથા મવબંધી કરાવી શેટલમેન્ટ લાગુ કરવા તજવીજ કરવી.

૧૭ તલપદના તથા ગામોના જેમ બને તેમ રસ્તાઓ સુધારવા અને બાજુ ઉપર ઝાડો વવરાવવાં તેમજ સરકારી જમીનના ખાતેદારોનાં ખાતાની જમીનનાં ઝાડોના હકો તેમનેજ આપી દેવા કે જેને લીધે તેઓ વધારે ઝાડો રોપી જમીનને ફલદ્રુપ કરે.

૧૮ તાલુકાનાં ગામોનો એક મોટા સ્કેલનો નકસો કરાવી જે ગામોએ વેપાર વિગેરેની વૃદ્ધિ થાય તેવાં ગામોના રસ્તાઓ સુધારવા.

૧૯ ગામ વસ્તીની વૃદ્ધિ થવાને લીધે કિંવા ઈતર કારણને લીધે ગામઠાણની જમીન વધારવા તથા ખોલાવટ કરવા જેવી યોજના કરવા જરૂર જણાય તો તે પ્રમાણે કરવું. તેમજ ઘરો બંધાવવા સંબંધી પણ યોજના કરવી.

૨૦ દારૂ સંબંધી તથા અફીણ સંબંધી લાઈસેન્સો જેમ બને તેમ લોકો ઓછું ખાય કિંવા પીએ એ રીતે તજવીજ કરી આપવા અને તે એક જગોએ એક કરતાં વધારે જણો ન વેચે તેવી ગોઠવણ કરવી.

## બાબ ત્રીજો.

### મ્યુનીસી પાલેટી યાને સુધરાઈ ખાતું.

૧ મોટા કસ્બા જેકે બે હજાર કરતાં વધારે માણસની વસ્તી હોય ત્યાં લોકોની તંદુરસ્તી, અનુકુલતા અને લજ્જા સાચવવા ખાતર ત્યાં આગલ એક સુધરાઈ ખાતું સ્થાપન કરવું.

૨ ગામમાં ગંદકી ઓછી થાય એવી યોજના કરવી.

૩ બની સકયા પ્રમાણે રસ્તાઓ મોટા કરવા.

૪ ગામ લોકોને દીસાએ જવામાટે ગામ બહાર યોગ્ય જગોએ જાજરૂં બનાવી દેવાં કિંવા એ બાબત અમુક જગ્યો મુકરર કરી આપવી.

૫ ગામાયત ખાતર મુકરર કરેલી જગ્યોએજ એકઠું થતાં ગામમાં જગો જગો ખાતરના ઉકરડા કરવા. જે લોકોની આદત પડી ગઈ હોય તે કહાડી નાખવી.

૬ નદી, તલાવ, તથા કુવાના પાણીની સ્વછતા કાયમ રહે તેવી યોજના કરવી.

૭ ગામનાં ઘરોને ગારો વરસમાં બે વખત દેવરાવવી તેમજ ખાળો અને નીકો ગંદકી વગર સાફ રહે એહવી ગોઠવણ કરવી.

૮ રસ્તા ઉપરની કે તેવી બીજી સરકારી જમીન લોકો દબાવે છે એહવી સાધારણ જનસ્થીતીની વર્તણુક ઉપરથી ધારણા થઈ છે માટે તેમ નહી થવા દેવા ખાતર જાહેરનામાં કહાડવાં તથા ઈમારત ચણતાં પહેલાં સરકાર મંજુરી લીધા સીવાય કોઈપણ માણસ ઈમારત ચણાવી શકે નહીં તેવા નીયમો પ્રસિદ્ધ કરવા.

૯ જન સુખાકારી સારી રહેવા માટે દવાશાળા સ્થાપન કરવી.

૧૦ બની શકયા પ્રમાણે ગાંમમાં લાઈબ્રેરી અગર પુસ્તકાલય કરવા લોકોને સમજ આપી કરાવવી અને તેમાં મદત આપવી.

૧૧ તળાવ, અથવા એહવાં બીજાં જળાશ્રયો કે જ્યાં ગામનાં ઘણાં લોકો નાહવાનો તથા પાણી પીવાનો સંબંધ ધરાવતાં હોય ત્યાં આગળ ઘાટો અથવા ડંકાઓ બંધાવવા તેમજ પાણી પીવાનું ભરવા માટે અમુક જગ્યો મુકરર કરવી કે જ્યાં આગળ લોકોની અનુકુલતા તથા લજ્જા અને નીતી સંભાલવા સગવડ મળે.

૧૨ તાલુકામાં જ્યાં મેળા અથવા જાત્રાની જગો હોય ત્યાં જાત્રાળુ લોકોના સુખને માટે ધર્મશાળાઓ તથા બીજાં

મકાનો સગવડવાળાં બંધાવવાં તથા પાણીમાટે વાવ તથા કુવાઓ મીઠા પાણીના બંધાવી રાખવા.

૧૩ આવાં કામો કરવામાં લોકો પાસેથી ટોલ, એટલે ચીત્તો અથવા જગાત કિંવા લોકલફંડ અગર ટાઉન ડ્યુટી નાખી કર લેવા તજવીજ રાખવી.

૧૪ તે તજવીજ નીચેપ્રમાણે થાવી જોઈએ.

૧ લોકોના અને જાનવરોના ખાવાના અથવા પીવાના પદાર્થો ઉપર.

૨ સરપણુ દીવાબતી અગર અગ્નિ લગાડવાના કે વૃદ્ધિ કરવાના પદાર્થ ઉપર.

૩ ઈમારત બાંધવાસારૂ ઉપયોગી પડનાર પદાર્થ ઉપર તથા ઔષધી મસાલા તથા સુગંધી પદાર્થ ઉપર.

૪ તમાકુ ઉપર.

૫ કાપડ સુતરૂ અને તેના પદાર્થ ઉપર.

૬ ધાતુ તથા તેના પદાર્થ ઉપર આવી વસ્તુઓ ઉપર ટેકસ નાખી એ રકમનો ઉપીયોગ તેમાં એટલે મ્યુનીસીપાલેટીના કામમાં કરવાનો છે.

૧૫ ઉપર પ્રમાણે સુધારા ખાતું બરાબર ચલાવવું જોઈએ છતાં કેટલાક સ્થળોમાં લોકો પાસેથી પૈસા લેવામાં આવેછે. સુધારા ખાતું ગામમાં છે તેવું પણ કહેવામાં આવેછે; પરંતુ ઉપરની કલમો પ્રમાણે સુધારા ખાતું બરાબર ચાલતું નથી તે ખરેખર દીલગીર થવા જેવું છે માટે મામલતદારોએ આ બાબત પુરી કાલજી રાખવા જેવું છે.

## બાબ ચોથો.

**ગામનોકરો અને સમરી સેટલમેન્ટ સંબંધી વ્યવસ્થા.**

૧ ગામનોકરોના હકો વખતસર આપવા અને તેની ડ્યુટીનું કામ તેના પાસથી બરાબર લેવું.

૨ ગામનોકરો કે બીજા બારખલીના માલેક મરણ જાય કે નાસી જાય ત્યારે તેના તરફ ચાલતી જમીન કે નીમણોક ઉપર તેની અવજી વારસનું નામ દાખલ થયાસિવાય તેનો મલવાનો અવેજ કિવા જમીન તેને આપવી નહીં. પરંતુ એ સંબંધી તેના હકો તપાસી ઉપરી અધીકારી તરફ જાહેર કરવું અને ત્યાંથી હુકમ આવે તેપ્રમાણે અમલ કરવો.

૩ ગામનોકરો અને ગામોના એહવા વભાવાળા "મનુષ્યો" થી કેટલોક સરકાર મહેસુલનો અને રૈયતની સુખાકારીનો હેતુ પાર પાડવાનો છે. માટે તેવા લોકોથી હમેશાં મળતા રહેવું તથા તેમનો આદર સત્કાર કરવો. તેમજ તેવાઓને બની શકયા પ્રમાણે પોતાની પાંખમાં રાખવા.

૪ આ નીયમ વતનદારોનેમાટે પણ લાગુ છે, એમ સમજવું.

૫ રાહદારી અને વટેમાર્ગુ લોકોની નીરભયતા રહેવા તથા આશ્રયસ્થાનની જગોએ તેના જાનમાલનું રક્ષણ થવામાટે ચોકીયાતોનો બંદોબસ્ત કરવો.

૬ હરાયાં જાનવરો અને એવાં બીજાં પશુઓથી સાર્વજનીક જળાશ્રયો તથા ઈમારતો તથા જન સુખાકારી માટે રોપેલાં ઝાડોને થતાં નુકસાન તથા હાની ન પહોંચે તેવો બંદોબસ્ત રાખવો.

૭ સુલેહનો ભંગ ન થવા પામે અને સમાધાની બરાબર હમેશાં સચવાય એ વિષે સચેત રહેવા તેમને કહેવું. તથા તે સંબંધમાં ઉપયોગ પડતાં સાધનો સંભાલવાં અને સ્વચ્છ રાખવાની સુચના હમેશાં કરતા રહેવું.

૮ ગામોની સાથે પરહદના લાગેલા સીમાડાની સરહદ ઉપર હદનું લોપન નહિ થાવા ખાતર તે બાબત ખબરદારી રાખવાનો બોજો તેમના ઉપર રાખવો તથા તેવિષે સુચના કરતાં રહેવું તેમજ જોતાં રહેવું.

## બાબ પાંચમો.

### મામલતદારનું રોજનું કરતવ્ય કર્મ.

૧ અગીયાર વાગે કચેરીમાં હાજર થઈ એસ્ટાબ્લીશમેન્ટના નોકરોની હાજરીપત્રકમાં હાજરી જાતે પુરતા રહેવું.

૨ ચાલુ ટપાલી કાગલો રોજંદા નીકાલ કરતાં રહેવું.

૩ સરકારી બાકી કેટલી લેણી છે અને વસુલ કેટલું આવ્યું તથા તેનો નીકાલ વેલાસર કેમ લાવવો તે બાબતની યોજના કરવી.

૪ અનામત અને નીમણોકોની રકમો બાકી દેવાની હોય તે આપી દેવા બીલો વિગેરે કરી નીકાલ કરવો. અર્થાત્ અનામત વધી ન પડે અને દેવું કારણ વગર લાંબુ ન ચાલે એહવી હમેશાં તજવીજ કરવી.

૫ સરકારી રીકાર્ડ અને દફ્તરોની ફેરીસ્તો રીકાર્ડમાં જઈ જોઈ ખાત્રી કરવી કે દરેક કાગલો જેવી સ્થીતીમાં સચવાવા જોઇએ તેવી સ્થિતીમાં સચવાય છે કે નહી તેની પકી દેખરેખ રાખવી.

૬ માસીક ત્રીમાસીક છમાહી બારમાહી અઠવાડીયાં તથા પખવાડીયાંનાં પત્રકો બીલો અગર હીસાબો તથા જમાબંદીના નમુનાનાં પત્રકો જ્યાં જવાનાં હોય ત્યાં ગયાં છે કે નહિ તે તપાસ કરવો અને બાકી રહ્યાં હોય તો તે તુરત મોકલી દેવા તજવીજ કરવી.

૭ માજીસ્ત્રેટી કામ હોય તો જંત્રી હમેસ જોતાં રહેવું અને ગુન્હેગારો કાચા કામે વધારે કેદ ન રહે એવી તજવીજ કરવી તથા મુકદમા વખતે વખતે ફેસલ કરવા વહીવટ રાખવો.

૮ ટ્રેઝરીમાં શીલક કેટલી છે, તે બદલ એક નોટ પોતા પાસે રોજંદા તારીખની રાખવી અને તે હમેશા તપાસતાં રહેવું.

૯ રોજમેળની તારીખ બંધ થયા પછે રોજની રોજ ખતવણી કરી નાખવા બંદોબસ્ત રાખવો.

૧૦ ટ્રેઝરી હમેશાં અગીયારથી પાંચ વાગા સુધી ખુલી રાખવી અને આપલેનો વહેવાર રજાના દિવસો સીવાય જારી રાખવો.

૧૧ ટ્રેઝરી બંધ થયા પછી રોજમેલની તારીખ બંધ કરી સીલક ખેંચાઈ હોય તે ઉપર સહી કરવી અને સીલકનો આંકડો પોતાની નોટમાં લેવો.

૧૨ હમેશાં ચાર વાગે અરજદારોની અરજી લેવા રીવાજ રાખવો અને બની શકે તો તુરત તેનો નીકાલ આપવો કિંવા જેમ બને તેમ તાકીદે અરજીનો નીકાલ લાવવા તજવીજ રાખવી.

૧૩ એક માસમાં પખવાડીયાં સુધી પોતાનાં ગામોમાં ફરવાનો નીયમ રાખવો તે સાંજરે જવું અને સહવારે પાછું આવવું તેમાં ગામડાનું કામ જે અગત્ય હોય તે કરી લેવું તેમજ ગામડામાં બાકી તથા આબાદી લાવણીના સંબંધમાં ઉપર પ્રમાણે તજવીજ કરવા જણાવ્યું છે, તે પ્રમાણે તજવીજ કરવી.

૧૪ એસ્ટાબ્લીશમેન્ટના પટાવાલા અને બીજા બાજે લોકો પોતપોતાના સાધન સહિત હંમેશ તત્પર રહે તેવી તજવીજ રાખવી અને તેની લાયકી તથા ઉમર તપાસતાં રહેવું.

૧૫ ઉઠતાં પહેલાં હંમેશ રેવન્યુ ખાતાના ચીટનીસ એટલે અવલકારકુન તરફનાં જમાબંધી તથા જમાખરચી કામો તથા મ્યુનીસીપાલેટી અને માજીસ્ત્રેટી તથા ટ્રેઝરી તરફનાં દફતરોમાં કેટલાં કેટલાં કામો કહ્યા કહ્યા કારણસર બાકી રહ્યાં છે તે દરેકના દફતરમાં જોવું અને જરૂરી કામોની નોટ પોતાપાસે રાખી લઈ તરત તેવાં કામોના નીકાલ કરવા.

૧૬ સહુવારમાં કસ્બાની શીમ જોવા જવું તેમાં હદનાં નીસાંન જોવાં વાવેતર અને સેઢા શીમાડાની સ્થીતી જોવી. લોકોની હાલત તપાસવામાટે અજાણપણે જેને તેને પુછતાં રહેવું તેમજ તાબાના કે સરકારી બીજા નોકરોથી વસ્તીને કાંઈ કનેડગત થાય છે કે નહિ તે બાબત પણ તપાસ કરતાં રહેવું.

૧૭ ગામ લોકો રસ્તાની જમીન વિગેરે દબાવે છે કે નહી તેમજ ગંદકી નહી થાવા બંદોબસ્ત કર્યો છે તે પ્રમાણે અમલ થાયછે કે નહિ તેનો ગામમાં જાતે ફરી તપાસ કરતાં રહેવું. નવી ઈમારત થતી હોય તો તે પણ જાતે જઈ જોવી.

૧૯ મામલતદાર જેવો પોતાને મલેલો હુદ્દો સંભાલવામાં પોતાનો સ્વાભાવીક બોજ સંભાલતાં તોછડાઈ કે હલકાઈ બીલકુલ ન રાખવી.

૨૦ મામલતદારે પોતે કરવાનું કામ બીજો કોઈ પણ રજા વગર ન કરી શકે કિંવા પ્રજાજનો ઉપર કોઇ પણ નોકરો કાંઇ પણ અમલ પરભાર્યો ન કરે તેવો બંદોબસ્ત રાખવો.

૨૧ પોતાને સોપાયેલા તાબાના કારકુનોની પ્રથમ કામ કરવાની શક્તિ જાણી તથા તેની નીમણોક ઉપર સુરત રાખી દરેકને કામ સોપવવામાટે આફીસ આર્ડર કરી કચેરીમાં રાખવો અને તે ઉપરથી દરેકને જુદા જુદા હુકમો લખી આપવા અને તે પ્રમાણે કામ લેવું અને તાબાના નોકરો વિગેરે કામ કરનારાં માણસો દરરોજ શું કામ કરેછે તે કચેરીમાંથી ઉઠતાં પહેલાં તપાસી લેવું.

૨૨ બતાવેલું કામ કહેલા વખતમાં કરી લાવનાર નોકરો અને શુસ્તીથી કામ કરનારા નોકરોની કદર દી-

લમાં રાખી તેના પ્રમાણમાં તેને બદલો આપવા ફીકર રાખવી.

૨૩ ઉપરી અને તાબેદાર વચેનો જે સંબંધ છે તે બરાબર જાળવવા તથા પોતપોતાનું કામ કરવાની સગવડ ખાતર મામલતદારે પોતાની બેઠક કારકુનોથી અલગ રાખવી.

૨૪ અપક્ષપાત પણે ન્યાય દેવા નીઘાહ રાખવી.

## બાબ છઠ્ઠો.

### મામલતદારના અંગનું વિશેષ કામ.

૧ દરેક ગામની માપણી કરાવી ખેતરવાર નકશો તૈયાર કરાવવો. તેમાં પડતર ખરાબો ગામગઢાણ અને વાવેતર લાયક જમીનની તપસીલ લખાવવી. અને ખરાબા પૈકી ગૌચર મુકરર કરી બાકીના ભાગનું ઘાસ દરસાલ હરાજીથી આપી દેવું.

૨ બારખલી જમીનના માલેકોના હક મુકરર કરી દેવા તથા તેમની જમીનના નકસા ફીલ્ડ બુકો રાખવાં. તેમજ તેમની જમીનની ચારે બાજુએ ખાંભા ઉભા કરાવી દેવા.

૩ ગામની ચારેબાજુ સીમાડા મુકરર કરી દેતાં સીમાડાના પાલરોની તપાસણી વરસમાં બે વાર કરવી.

૪ દરેક ગામોમાં બની શકયા પ્રમાણે સરકારી ઉતારાની સગવડ કરવી. ગામોને હાથલા થોરોની મજબુત વાડો કરાવવી. દરવાજા કરવા. ચોરા તથા અવેડા કરવા. ગામની ઉપજના પ્રમાણમાં પસાયતાની સંખ્યા મુકરર કરવી તથા પસાયતાઓને પીતલના પાસ આપવા તથા તેનું એક રજીષ્ટર મુકરર કરવું.

૫ દરેક ગામે પોલીસ પટેલ ભણેલો રાખવો, ને તેણે શી રીતે વરતવું તે પણ એક ધારો બાંધી આપવો.

૬ તમાકુ કસુંબો જીરૂં તુરદાલ બટેટા વિગેરેનું વાવેતર કરી જમીનને અજમાવવી, જેમ બને તેમ છાયામાટે ઝાડો વવરાવવાં. બાવલની કાંટ રખાવવી જરાયત જમીન બાગાયત થાય એહવી વધારે તજવીજ કરવી એટલા સારૂ લોકોને ઉત્તેજન આપીને કુવા ખોદાવવા તેમાં અંગ મહેનત ગામ લોકોની અને પઈસાનું ખર્ચ સરકારથી આપવું.

૭ આખા માહાલનો એક નકશો કરાવવો તેમાં માહાલેથી દરેક ગામે જઈ સકાતું હોય તેવા દરેક ગામે જાવાના રસ્તા બતાવવા અને દરેક રસ્તા ગાડી કે સીગરામ ચાલ્યા જાય તેવા સરલતા ભરેલા સાફ રખાવવા.

૮ મોટે ગામે શાળાઓ રાખવી, ખાતર ગામમાં ન રાખતાં બહાર અમુક જગ્યો ઉપર જગ્યા મુકરર કરી ત્યાં નખાવવું. ગામમાં ગંદકી વિગેરે ન થાય તેવો બંદોબસ્ત રાખવો.

૯ નાના તથા મોટા દરેક ગામોમાં રસ્તા ઉપરનાં ઘરો ધોળી માટીની ગારોથી સ્વચ્છ રાખે તેવી લોકોને સમજ આપવી. ગામઝાંપાનો ધારો બાંધી આપવો. વાવેતરની મોસમમાં તમામ જમીન વાવેતર થઈ ગએલ છે કે કેમ તે બાબત તપાસ રાખવો. સીમાડા ઉપરની જમીન કોઇને પડતર રાખવા દેવી નહિ. વધારાનાં બીડો હોય તો તેમાં ગામ આબાદ કરવાં, જ્યાં તળાવ ખોદાવવા નજરમાં આવે તો તે પણ કરવું. પથર ઇમારતના તથા મોરમ કાંકરી પથર લાયકની નીકળે તો તેના ઉપર ટેક્સ ઠરાવવો. બે ગામ વચેના લાંબા પલ્લામાં ચોકીની ઝુંપડીઓ કરાવવી. વેઠવીગારનો ધારો બાંધવો. ગાડાંભાડાં ચોકીયાત વલાવીયા વિષે નીયમ કરવા. મેમાંન લોકોને માટે સગવડતા કરી રાખવી. ગામ ઉપર પગી રાખવા મુલ્કી પોલીસ, બે પટેલ, તલાટી, હવાલદાર, પસાયતા, એટલા જાથુના ગામનોકર ઠરાવવા અને તેના-

માટે રૂલ કરવા. ખટપટી લોકોની નોટ લેવી અને કોના વિરૂદ્ધ કોણ છે તે જાણી લઈ તેનો ઘટતો ઉપયોગ કરવો.

૧૦ હુન્નરી કામને ઉત્તેજન દેવું, અને તેની વૃદ્ધિ કરવી, વેપાર કેવી રીતે વધી શકે છે તે જોવું અને તે વધારવા પ્રયત્ન કરવું બીન જરૂરીયાત આકરા અને જુલમી કરો કમી કરવા. અદભુત ચમત્કાર ધરતીકંપ જવાળામુખી વિગેરેની નોંધ રાખવી, પ્રગણાના રૂની ગાંસડી બાંધવાનો પ્રેસ કરવો. ખેડુ લોકોને ધીરવાની એક એક પેઢી કહાડવી. ગરાસીયા લોકોની જમીન ગીરો મલે તો સરકારે લેવી. પ્રદરસન દર ત્રણ વરસે કરાવવું.

ઉપર પ્રમાણે મામલતદારે તે કામ કરવાનું છે.

## વહીવટદારે પ્રથમ પેદાસ સંભાળવા બાબત.

૧ બારસની મોસમ શરૂ થએ ખેડુત લોકો વાવણી કરવા વિચાર કરે છે તે થયા અવલ વહીવટદારે આ પુસ્તકમાં કેવાં બીજ વાવવાં, તેનો જે બાબ લખ્યો છે તે વાંચીને દરેક ગામના ખેડુતને તેમાં લખ્યા પ્રમાણે તેના ફાયદા સમજાવી ગામવાર કમેટીયો મુકરર કરી દેવી.

૨ મુકરર કરેલી કમેટી મારફત, બીજના વિષયમાં લખ્યા મુજબ સારાં બીજની વાવણી થાય તેવો બંદોબસ્ત કરવો.

૩ દરેક ગામના દરેક ખેડુતોને સોપાએલી જમીનમાની એક વિઘો જમીન પણ વાવેતર થયા વગર પડતર ન રહે, તેવી રીતે બંદોબસ્ત દરેક ગામે વહીવટદારે કરવો.

૪ એ બંદોબસ્ત થયા બાદ તમામ ગામોમાં એપ્રમાણે વાવણી થએલી છે કે નહિ? તે બદલ પટેલ, તલાટી, હવાલદાર મારફત ગામવાર રીપોર્ટો મંગાવી લેવા.

૫ વાવણી થયા પછે મોલની કેવી સ્થિતીમાં ઉગણી છે, તે સંભાળવામાટે ખેડુત લોકોએ શું શું બંદોબસ્ત રાખેલો

છે, તે બાબત રેવન્યુ પટેલ અને ચોવટીયાઓ શીમમાં ફરી પોતા તરફ રીપોર્ટથી જાહેર કરે તેવી વહીવાટદારે ગોઠવણુ કરવી.

૬ દરેક ગામે વાવેલા મોલનું શું ઉત્પન્ન થવા સંભવ છે, તેનો અજમાયશ આંકડો કરી ઉપરી અધિકારીને જાહેર કરવું.

૭ મોલ વાઢવાની રજા લેવા રેવન્યુ પટેલ આવે કે, તે સાથે તરતજ હવાલદારો હવાલદારના બાબમાં લખ્યામુજબના તેની સાથે મોકલી આપવા.

## ઘાસના બીડની વ્યવસ્થા કરવા બાબત.

૧ માહાલમાં ઘાસનાં કુલ કેટલાં બીડ છે, તે પ્રથમ જાણવું, અને તમામ બીડની જમીન વહીવટદારે ફરીને જોવી.

૨ જે બીડની જમીન ખેડવાલાયક સારી હોય તો, તેવી જમીનમાં બીડ ન રાખતાં નવા ખેડુઓ લાવી એ જમીન ખેડાવવી, તથા તેની આબાદી કરવી.

૩ જે બીડ રાખવામાં આવે, તેમાં તે જગોએ મોસ્ટી નામનું ઘાંસ ઉત્પન્ન કરવા, તે જાતનું બીજ છાંટી ઘાંસ સારૂં થાય તેવી ક્રિયાઓ કરવી.

૪ બીડની રખત બીજે વરસાદ શરૂ થાય તે વખતથી એક અથવા વધુ પણ હુશિયાર માણસ રાખી તેની ચોકીમાં રખાવવી.

૫ બીજે વરસાદ થયા પછે રખત રાખવાનું કારણ એ છે કે, પેહેલા વરસાદથી થએલું ઘાંસ ઢોરો ચરે તો બીજે વરસાદે રાખેલી રખતમાં તે ઘાંસ પુટ કરી સારૂં થાયછે.

૬ બીડનું ઘાંસ પાકયા પછે તુરતજ વઢાવવું. ઘણું કરી ભાદરવા અને આસો શુદમાં વઢાવી કુંદવાં કરાવી રાખવાં.

૭ કુંદવાં થયા પછે તરતજ તે ઘાંસ ભરોસાનાં માણુસ મોકલીં ગણાવી કાઢવું, અને ગણુત્રીએ થએલા પુળાનું વઢાંમણુ વાઢનારને પોહોંચ લઈ ચુકાવી દેવું.

૮ જે જગો ઘાંસ નાંખવા મુકરર કરી હોય ત્યાં તે નંખાવી મજુરો પાસે ખડકાવી દેવું.

૯ વાર્ષિક ખર્ચ કરતાં વધારે ઘાંસ માલુમ પડે તો તેની યોગ્ય જગોએ ગંજી ખડકાવી દેવી. અગર જાહેર હરરાજીથી વેચાણ કરી નાખવું.

૧૦ ઘાંસ વઢાણા પેહેલાં વાર્ષિક ખરચમાટે રાખવાના કરતાં વધારાનાં જે જે ઘાંસનાં બીડો હોય તે તે ઈજારાના બાબમાં લખ્યા મુજબ ઈજારે આપવાં.

ઉપર પ્રમાણે ઘાંસનાં બીડની વ્યવસ્થા કરવી યોગ્ય જણાય છે.

## ઈજારા આપવા બાબત.

૧ ઉપરનું કામ કર્યાનંતર વહીવટદારોને મહાલના ઈજારાઓ આપવા સંબંધી કામ કરવું પડેછે તેથી ઈજારાઓ કેવી રીતે આપવા એ વિશે આ જગોએ લખવા દુરૂસ્ત ધારૂંછું.

૨ ઈજારા ઘણે ભાગે ઘાસનાં બીડ માપું ગામોટું માંડવી કોટવાળી ભાંગ ગાંજો તમાકુ અફીણ મીઠું ઢેડ મેતરાઈ કાંટાચોકશી પાનચરાઈ દારૂ આંબા ગુંદા નાળીયેરી ભેંશચરાઈ કસાઈની શીંગરોટી જ્ઞાતીની પટેલાઈ વગેરે વગેરે અપાય છે. તે દરેક ઈજારા આપવા માટે વહીવટદારે નીચેપ્રમાણે ગોઠવણ કરવી જોઈએ.

 ૧ દરેક ઈજારા આપવા માટે પ્રથમ પંદર દિવશની મુદતનાં ઝાહેરનામાં કાઢવાં.

 ૨ ઝાહેરનામામાં જે બાબતનો ઈજારો આપવાનો હોય તેની વ્યાખ્યા અને તે કહે વખતે કહી જગોએ અને કહે દિવસે તે હરાજી થશે તે તેમાં લખવું.

 ૩ ઝાહેરનામાં વહીવટદારની કીચેરીમાં, શહેરમાની પ્રખ્યાત બજાર ચોક વગેરે જગાઓમાં, આશપાશના લગતા મહાલો તથા શેહરોમાં તેમજ જે ઈજારો આપવાનો હોય તે ઈજારો રાખનારા લોકો

જે સ્થળોમાં રહેતા હોય તે તે સ્થળોમાં મોકલાવવાં.

૪ મુકરર કરેલી તારીખે બરાબર ઝાહેરનામામાં બતાવેલે વખતે હરરાજી કરવાની જગોએ વહીવટદારે જાતે આવી બેસવું.

૫ ઈજારો રાખવાને આવેલાં તમામ માણસો માંડલામાં આવી ગયાની ખાતરી કર્યાબાદ ઈજારો આપવાની જે શરતો હોય તે તમામ લોકોને ઝાહેર રીતે વાંચી સંભળાવી. કેવા પ્રકારનો ઈજારો આપવાનો છે તે લોકોને સમજાવી ઈજારાની હરરાજી કરવામાટે શરૂવાત કરવી.

૬ પ્રથમ એક રોજ કામ કરવું અને તેમાં જે બાબતનો ઈજારો આપવાનો હોય તેની વ્યાખ્યા તથા શરતો ટુકામાં લખવી અને પછી જે જે લોકો માગણી કરતા જાય તેનાં નામ લખી પેટામાં રકમના આંકડા લખતાં જવું.

૭ છેવટની માગણી કરનારના આંકડા ઉપર ભેગા થએલા લોકોમાનાં કોઈ પણ ચડાન કરે તો તે આંકડો એકવાર બેવાર ને ત્રણવાર એમ મોટે સાદે બોલાવીને ઈજારો છેવટ માગણીવાળાને દેવો તે પહેલાં તેના ઉપર કોઈ ચડા કરતું નથી તેની ખાત્રી કરી લઈ બાદ રોજકામ બંધ કરવું અને રાખનાર તથા ન રાખનારની સહીયો એ રોજકામમાં કરાવ્યા બાદ વહીવટદારે પોતાની તે નીચે સહી કરવી.

૮ જે રકમમાં ઈજારાની માગણી ઈજારદારે કરી હોય તે રકમ ઠરાવ પ્રમાણે વસુલ આપવાના સંબંધમાં ઈજારદાર પાસેથી શાહુકારની હામી વહીવટદારે લેવી.

૯ હામીદારની ઠરેલા પૈસા આપી શકે તેવી સ્થિતી

તપાસવી અને તેમાં મુખ્યત્વે તેની સ્થાવર મિલકત તપાસવા તરફ નીઘાહ રાખવી.

૧૦ જે રોજ કામ કરી લેવામાં આવ્યું હોય તેમાં હામીદારની પણ સહી લેવી.

૧૧ સ્વઅખ્તીયારથી ઈજારો છેવટ દેવાનો હોય તો તુરત દઈ દેવો અને ઉપરી અધીકારીની મંજુરી મેળવ્યા બાદ દેવાનો હોય તો ઉપરી અધીકારી તરફ લખી તુરત મંજુરી મેળવી લેવી.

૧૨ મંજુરી આવી ગયા બાદ કિંવા સ્વઅખ્તીયારથી ઈજારો છેવટ દીધા બાદ ઈજારદારના નામનો લેખ કરવો.

૧૩ લેખમાં મુખ્યત્વે ઈજારાની વ્યાખ્યા, હમેશ પ્રમાણે પૈસા વસુલ કરવાની કીસ્ત હામીદારનું નામ ઈજારાનો તાહોદ વગેરે લખી વહીવટદારની સહી સીક્કો કરી એ લેખ દફતરમાં નોંધ્યા બાદ ઈજારદારને પહોંચ લઈ દેવો.

૧૪ કીસ્ત પ્રમાણે ઈજારદાર પાસેથી પૈસા વસુલ લેવા.

૧૫ ઈજારદારનાં નાણાં તે પ્રમાણે વસુલ ન આવે તો તેના હામીદાર પાસેથી તેટલાં નાણાં વસુલ લેવાં.

૧૬ ઈજારો દેતી વખતે ઠરાવ પ્રમાણે ઈજારદાર હામી ન આપે તો તે ઠરાવ રદ કરી તે ઈજારામાટે ફરી હરરાજી કરવી અને તેમાં મુદલ રકમ કરતાં કમી રકમની માગણીએ છેવટ થાય તો તેટલી ત્રુટની રકમ પ્રથમના ઈજારદાર પાસેથી વસુલ લેવી.

૧૭ ઈજારદાર કિંવા હામીદાર ઈજારાની રકમ ન આપે તો તેના ઉપર કિસ્તની મુદત ગયા બાદ ઠરાવ પ્રમાણે નાણાં ભરવાની પ્રથમ પંદર દિવસની નોટીસ આપવી અને નોટીસ આપ્યા છતાં તે મુદતમાં નાણાં ન ભરાય તો પ્રથમ ઈજારદારની સ્થાવર જંગમ મિલકત-

માંથી વસુલ લેતાં ત્રુટતી રકમ હામીદાર પાસેથી વસુલ લેવી.

૧૮ ઈજારદાર તથા હામીદારની સ્થાવર જંગમ મિલકતમાંથી પણ નાણું વસુલ ન થાય તો તેનો જોખમદાર વહીવટદારને ગણવો.

૧૯ વહીવટદારને જોખમદાર ગણ્યા પહેલાં એટલું તપાસવાની જરૂર છે કે ઈજારો આપતી વખતે ઈજારો રાખનારની અને તેના હામીદારની સ્થિતિ ઈજારાની રકમ આપી શકવા લાયક હતી કે નહિ અને જો તે વખત આપી શકવા લાયક હોય ને પાછળથી આકસ્મિક કારણને લઇને ઈજારદાર અને હામીદારની સ્થિતિ નબળી પડી ગઈ હોય તો તેવા કામમાં વહીવટદાર જવાબદાર નથી.

૨૦ આવા કામોની વસુલાત યોગ્ય વખતે અનુકુળતા પ્રમાણે કરી લેવી જોઇએ. એ પ્રમાણે ઈજારો દેવાનું ધોરણ રાખવું યોગ્ય છે.

## જનસી વેચાણ બાબત.

૧ જે તારીખે જનસી વેચવાની હોય, તે બાબત પંદર દિવસ અગાઉથી એ તારીખનીમી પ્રથમ જાહેરનામાં કાહાડવાં.

૨ જાહેરનામાં વહીવટદારની કચેરીમાં, શેહેરમાંની પ્રખ્યાત બજાર, ચોક, વગેરે જગામાં, આસપાસના લાગતા વલગતા માહાલો તથા શેહેરોમાં જે જનસી વેચવાની તે જનસી રાખનાર વેપારીઓ જે સ્થળમાં રેહેતા હોય તે તે સ્થળોમાં મોકલી દેવાં.

૩ મુકરર કરેલી તારીખે બરાબર જાહેરનામાંમાં બતાવેલે વખ્તે હરાજી કરવાની જગોએ વહીવટદારે જાતે આવી બેસવું.

૪ જનસી રાખવાને આવેલા તમામ વેપારીઓ માંડલામાં આવી ગયાની ખાત્રી કર્યા બાદ એક એક ગામની એક એક જનસીની હુરાજી કરવી. જે જનસીની હુરાજી કરવામાં આવે તે જનસીના ગામવાર નમુના જે પ્રથમથી મંગાવી રાખવામાં આવ્યા હોય તે ભેગા થએલા વેપારીઓને બતાવતાં જવું.

૫ આસપાસના માહાલોમાં તથા તલપદમાં જે ભાવ જણાયા હોય તેનો નોંધ પ્રથમ તૈયાર કરી પોતા પાસે રાખવો, અને તે ઉપર સુરત રાખી જનસી વેચાણુ કરવાની શરૂવાત કરવી.

૬ જનસી હુરાજીનાં રોજ કામો, ગાંમવાર, અને તે જનસીવાર કરવાં, અને તેમાં વેપારીઓ જેમ જેમ માગણી કરતા જાય તેમ તેમ તેનાં નામ લખી પેટામાં માગણીના આંકડા લખતાં જવું.

૭ છેવટની માગણી કરનારના આંકડા ઉપર ભેગા થએલા વેપારીમાંના, કોઈ પણ ચડાન કરે તો, તે છેવટનો આંકડો, એક, બે, ત્રણ વાર એમ મોટે સાદે બોલાવીને તે છેવટ માગણીવાળાને આપવી.

૮ તે પેહેલાં તેના ઉપર કોઈ ચડા કરતો નથી તેવી ખાત્રી કરી લઈ બાદ રોજકામ બંધ કરવું, અને રાખનારની તેમજ ન રાખનારની સહીઓ, એ રોજકામમાં કરાવ્યા બાદ વહીવટદારે પોતાની નીચે સહી કરવી.

૯ દરેક જનસી છેવટ દેતી વખતે એવી શરત કરવી કે, જનસી વેપારીને ત્યાં પોહોંચી ગયા બાદ નાણું નગદ તેણે આપવાં પડશે.

૧૦ છેવટ માગણી કરનારને દીધેલો માલ બની શકયા પ્રમાણે ખલા તુરત તોલી ઠરાવ પ્રમાણે પોહોંચ લઈ સોપી દીધાબાદ લીધેલી જનસીના હિસાબે જે નાણું થાય તે તુરત વસુલ કરી, સરકારની તીજોરીમાં ભ-

રવાં અને વસુલ થએલાં નાણું પોહોંચ્યા બદલ વહીવટદારે તેને પોહોંચ દેવી.

## મુલકી કામમાં વસુલાત કરવા બાબત.

હરેક પ્રકારની સરકારી જે જમીન જે ખેડુના અથવા કોઈ પણ માણુસના કબજામાં હોય કે નહિ તોપણ જેને નામે જે જમીન સરકારમાં હશે તે જમીનનો જવાબદાર ગણાશે. અને એવી જમીન સંબંધી યોગ્ય કારણો બતાવેથી તેના ભાગીયા અગર પેટા ખેડુત યોગ્ય જવાબદારીમાં રહેશે.

તેવી વસુલાત જેને નામે સરકારમાં જમીન હશે તે આંશામીને લેણામાં મુજરા થશે.

દરેક ખેડુત અગર જેને નામે જમીન સરકારમાં હોય તેમાના કોઈ પણ શક્ષની પાસેનું સરકારી લેણું પ્રથમ વસુલ કરવાનો સરકારનો હક છે. આ હકસામે કોઈ લેણદારથી આડું અવાય નહિ.

ખેડુ ખાતાદાર પાસેથી જે હપ્તા હોય તેજ પ્રમાણે વસુલાત કરી શકાય. મુદત દરમીયાન યોગ્ય કારણ શિવાય તાકીદ કરવી ન જોઇએ.

કોઈ ખેડુતની સ્થિતિ નબળી પડ્યાના ખબર આવે અને તેની પાસે સરકારી લેણું હોય તો તેવા ખેડુતના જામીન લઈ લેવામાટે વહીવટદાર અગર કોઈ પણ રેવેન્યુ અમલદાર કે જે તેવી વસુલાત કરવાનો જવાબદાર છે તેને અધિકાર છે.

ખેડુત જાંમીન ન આપે તો તેના ખેતરનો મોલ અથવા તેની પેદાશ જ્યાં હોય ત્યાં જપ્ત કરવા વહીવટદારને અખતીયાર છે પણ તે પહેલાં તેને તેમ કરવાની નોટીશ આપવી જોઈએ. જો નોટીસ આપેથી જામીન રજુ કરે તો તેનો મોલમાલ જપ્ત કરવા જરૂર નથી.

નોટીસ આપ્યા છતાં ખેડુત લાયક જામીન રજુ ન કરે અને ખેડુતનો માલ જપ્ત કરવા જરૂર પડે તો ઉપરી અધિકારીની મંજુરી મેળવી અમુક પગારથી જપ્તી ઉપર એક માણસ રાખવા વહીવટદારને અખતીયાર છે.

જપ્ત કરેલ માલ કોઈ પણ રીતે બગડવા ન પામે અને યોગ્ય વ્યવસ્થા બરાબર થાય એ સંભાળગત રાખવાનું કામ ગામના રેવેન્યુ પટેલ તથા તલાટી અને જપ્તીદાર સીપાઈ એ ત્રણેનું છે. છેવટ પાક થએથી વસુલાતની રકમ તથા જપ્તીનું ખર્ચ લઈ લેવું પરંતુ ખેડુતના નિર્વાહ જોગ પાક રહેવા દેવામાટે વહીવટદારે પોતા ઉપર જવાબદારી સમજવી.

ખેડુત જમીનનું સરકારી મેહેસુલ ન આપે તો તેવી જમીન સરકાર ખાલસા કરવા વહીવટદારને અખતીયાર છે.

જે ખેડુત સરકારી નાણું ન આપે તો તેના ઉપર પ્રથમ આઠ દિવસની નોટીસ કાઢવી. તે પહેલાં એક મહાલમાં નોંધબુક રાખવી ને તેમાં નોટીસો નોંધીને આપવી.

નોટીસ આપ્યા છતાં દરબારી નાણાં ન ભરાય તો મોસલ કરવો અને તે દરબારી નોકરનેજ મોસેલ મોકલવો. મોસલે જે હુકમ હોય તે જેના ઉપર હોય તેને અગર તેના નજદીકના વારસને બતાવવો અને જ્યાંસુધી નાણાં વસુલ ન થાય ત્યાંસુધી મોસલાણું નિત્ય લેવું. અને નાણાં વસુલ થાય તો તુરત ઉઠી આવવું. મોસલ જનારે હરેક વખતના ખબર પોતાના ઉપરી વહીવટદાર તરફ વખતો વખત લખવા તેજ પ્રમાણે ગામના રેવેન્યુ પટેલે તથા તલાટીએ પણ ખબર આપવા ફરજ છે.

મોસલ જનારે વહીવટદારના હુકમ શીવાય કશું લેવું નહિ.

મોસલી ચીઠી નોંધીને આપવી. અને તેનો દાખલો મહાલમાં વહીવટદારે રાખવો.

મોસલી બદલ જે નાણાં આવે તે સરકારમાં ભરવાં અને કેટલી રકમ મોસલાણાં બદલ આવી તેનો શેરો મોસલી ચીઠી ઉપર મારવો. અને અસલ ચીઠીઓ પણ હિસાબ દેવાઈ જતાંસુધી સંભાળી રાખવી.

મોસલ કર્યા છતાં પણ વસુલાત ન આવે તો અટકાવમાં બેસાડવા વહીવટદાર મુખ્તીયાર છે કેટલી મુદત અટકાવમાં રાખવાથી પૈસા

વસુલ થઈ શકશે તે વિચાર કરવાનું કામ વહીવટદારનું છે. જેને અટકાવમાં રાખ્યા છતાં પણ તેની ગરીબી સ્થિતીને લઇને વસુલાત ન આપી શકે તેમ હોય તેને અટકાવમાં રાખવો એ ફાયદા ભરેલું નથી.

અટકાવમાં બેસનારને ખોરાક દરબારે આપવો જોઇએ એટલે તેવો ખોરાક દેવામાટે વહીવટદાર મુખત્યાર છે.

દરબારી લેણું વસુલ કરવામાટે જે માણસની સ્થાવર જંગમ મીલકત જપતીમાં લીધી હોય અને જ્યારે તે હરાજ કરવાની તક આવે ત્યારે તે હરરાજ કરતાં જે રકમ ઉપજે તેમાંથી દરબારી નાણાં તથા જપ્તીનાં અંગના ખર્ચ એ વસુલ લઈ બાકીની રકમ તે ધણીને દેવા વહીવટદારની ફરજ છે.

મીલકત હરરાજ કરતાં પહેલાં જો દરબારી નાણાં ભરવામાટે દેણાદાર સારા લાયક જમાન આપે તો તે લેવાને અને યોગ્ય રકમનાં કાંધાં કરી દેણદારની આબરૂને ધકો ન લાગે અને નાણાં વસુલ થાય એમ બની શકે તો વહીવટદારે ઉપરી અધીકારીને ઝાહેર કરી પરવાનગી લેવી જોઇએ. કારણ કે વેપારી યાને ખેડુ આ બંને સાથે ઘણે ભાગે દરબારી લેણાની વસુલાતનો સંબંધ રહ્યો છે તો તે બંને બનતાંસુધી દરબારી લેણું વસુલ લેવામાટે ત્રુટી જાય નહિ આ ફીકર હમેશાં વૈવટદારોએ રાખવાની છે. કારણ કે ગાયને ખોરાક આપી દેવાથી નિત્ય દુધ લઈ શકાય છે અને એકદમ આંચળ તોડી લેવાથી એક દિવસ તો દુધ અને આંચળ બધું આવેછે પણ બીજે દિવસ દુધનો લાભ બીલકુલ લેવાતો નથી. તેમ લેણું વસુલ લેવામાં પણ બની શકે ત્યાંસુધી આગલાની આબરૂને ધક્કો ન લાગે અને ત્રુટી ન જાય તેમ ગોઠવણ કરી લેણું વસુલ લેવું અને છેવટ લાચારી આવી પડે તો તેને તાબે થવા વહીવટદારને હરકત નથી.

જ્યારે કોઈ પણ ખેડુત પાસેના લેણા માટે જપ્તી કરી માલ હરરાજ કરવામાં આવે ત્યારે નીચેપ્રમાણે ખેડુતને કાઢી દેવા વહીવટદારની ફરજ છે.

૧ ખેડુતના નિર્વાહ જેટલી જમીન.

૨ દુઝણાં ઢોર ૨ અને તેના ધાવણાં વાછડાં.

૩ રાખેલી જમીન જેટલાં ખેડનાં સાધનો.

૪ રહેવા જોગું ઘર.

૫ ઢોર બાંધવા જેટલી જમીન વાડા.

૬ જરૂરીયાત વાસણ અને કપડાં.

૭ છ મહીનાનો ખોરાક.

ઉપર પ્રમાણે રાખી બાકીની મીલકત હરરાજ કરી સરકારી નાણાં વસુલ કરવા વહીવટદારને અખત્યાર છે.

લાખો રૂપીયાની જથાબંધ વસુલાત કરવી એ સહેલું છે પણ ટીપે ટીપે સરોવર ભરવાનું કામ વહીવટદારનું છે એટલે એક રૂપીયો એક આનો એક પાઈ એમ વસુલ કરી લાખો રૂપીયા એકઠા કરવા જોઇએ તેમ એક માણસ નહિ પણ હજારો માણસ પાસેથી વસુલાત કરવાની હોયછે. વળી એક જાતના લોકો પાસેથી નહિ પણ હજારો જાતના લોકો પાસેથી વસુલાત કરવાનું કામ વહીવટદારનું છે માટે મુખ્ય વાત આ યાદ રાખવાની છે કે બનતાં સુધી દરેક પોતાના સંબંધમાં આવનારા લોકોને વહીવટદારે જાણવા જોઇએ. જાણવાના મુખ્ય પ્રકાર એ છે કે, માણસ જાતે આબરૂદાર છે કે નહિ? વ્યવહારમાં કેમ છે? અને તેની ખાનગી અને બાહ્ય સ્થિતી કેવી છે? આ પ્રથમ જાણી લેવું. અને પછી વારંવાર બારીકીથી તપાસ કરતાં રહેવું.

ખાતાવહી ઉપરથી અથવા ખાતાબંધી ઉપરથી કોની પાસે શું લેણું છે તેની નોટ પોતા પાસે રાખવી અને મોટી વસુલાત જેમ બને તેમ તાકીદથી કરી લેવી.

વહીવટદાર ઉપર મુખ્ય જવાબદારી નાણાં વસુલ કરવાની છે માટે મુખ્ય તે કામમાં પોતેજ કાળજી રાખવી.

નિત્ય કેટલી વસુલાત થઈ અને કેટલી બાકી છે તે તપાસતાં

રહેવું તેમ વેપારી ખેડુ હરેક આસામી કે જેના પાસે સામટું લેણું હોય તેની સ્થિતી બારીકીથી ખાનગી માણસોથી તપાસતા રહેવું. ટુંકામાં નાણું વસુલ કરવામાં ગાફેલ ન રહેવું.

મોટા દેણદારો જે દરબારના હોય છે તે એક સામટી રકમ ભરવામાટે અશક્ત હોવાથી અમલદારને ઘણા લલચાવે છે માટે તેવાઓની જાળમાં બીલકુલ ફસાવું નહિ. તેમ લેણું વસુલ કરવામાં કોઈ વિશ્વાસ બતાવે તે પણ નહિ રાખવો. હમેશાં વિશ્વાસ ઉપર રહેવાથી કે ગેરવાજબી શરમમાં દબાવાથી ઘણી હાની પહોચી જાયછે. અને પાછળનો પસ્તાવો કાંઈ કામનો નથી. અગમચેતી રાખી દરબારી નાણાં ધારાસર વસુલ કરવાં અને ગાફલ નહિ રહેવું. આ વાત વહીવટદારોએ મુખ્ય મુદ્દાની સમજવી.

## ગામના વહીવટ કરવા બાબત.

વહીવટ કરવાની રીત એક સરખી બધી જગ્યોએ હોતી નથી. કોઈ ગામમાં વીઘોટીનો વહીવટ ચાલેછે. તો કોઈ ગામમાં ભાગ બટાઇનો વહીવટ ચાલેછે. કોઈ ગામમાં ઢાલનો વહીવટ ચાલેછે. તો કોઈ ગામમાં ખાતાબંધીનો વહીવટ ચાલેછે. કોઈ ગામમાં ફક્ત વજેનો વહીવટ ચાલેછે તો કોઈ ગામમાં ચોખા ભાગનો વહીવટ ચાલેછે. એ રીતે કોઈ કોઈ ગામમાં એક સરખો વહીવટ ચાલેછે. અને કોઈ કોઈમાં જુદો જુદો ચાલેછે. તેથી વહીવટ કેમ કરવામાં આવેછે જે વિષે જાણવાની પુરી જરૂર છે. સબબ પ્રથમ વજે વેરાના વહીવટ વિષે જણાવું છઉં.

## વજેવેરાનો વહીવટ.

પ્રથમ ખલાવાડમાં દરેક ખેડુત પોતપોતાનો માલ લાવેછે. અને તે માલમાંથી સરકારી તથા ખેડુતની ખરાજાત અને ધરમાદાના લાગા જે નીકળતા હોય તેટલો ભાગ અનુમાને અલગ રાખેછે. અને તે મેઢ એવા નામથી ઓળખાય છે. તે અલગ રાખી બાકીના દાણા જે હોય તેમાંથી સુંડલાવતી ચોથો, પાંચમો કે છઠો જે ભાગ લેવાતો હોય તેટલા એક સરખા ઢગલા કરેછે.

તેમાંથી નજરમાં આવે તે એક ઢગલો પસંદ કરી વહીવટ કરનાર તોળાવી લેછે. બાદ જે મેઢ રાખવામાં આવી હોય તેમાંથી ઠરાવ મુજબ ખરાજાત લેવાય છે. અને ખેડુતની મુજરા દેવાય છે. ખરાજાત જેવો ઉંચો નીચો વજે ભાગ તથા વેરાની રકમ કમી જ્યાદે હોય તે આધારે વધારે અથવા કમતી લેવા પ્રથમથી મુકરર કરી રાખવામાં આવેલું હોય છે તેપ્રમાણે લેવાય છે.

ખરાજાતની લેતરી એક સરખી હોતી નથી. પણ ઘણી જુદી જુદી રીતે લેવાય છે. તે વજે ભાગની સાથે મેળવી ખલાની કુલ ઉપજ ઉપર ખેડુતને મૂલ વિગેરે દેવાનું અલગ કાઢી ભાગનું ચોખું પ્રમાણ બેસાડતાં બારેત મોલમાં રાજ્ય હકનો ભાગ ત્રીજો સાડા ત્રીજો ચોથો પાંચમો એમ બેસે છે. બાકી ખેડુતોનેજ રહેછે.

કઠોળમાં વજે ખરાજાત એકઠી ગણતાં છઠ્ઠો સાતમો કે આઠમો એમ ભાગ લેવાય છે.

પીત મોલમાં ઘઉં, ચણા, ડાંગર, કમોદ, ઉનાળુ જુવાર, તથા મગમાં બારેત મોલ કરતાં એક ભાગ ઓછો લેવામાં આવે છે. અને કોઈ ગામમાં બે ભાગ પણ ઓછા લેવામાં આવે છે. એટલે બારેતમાં ચોથો ભાગ લેવાય તો પીતમાં પાંચમો લેવાય. તેમ વખતે છઠો પણ લેવાય. જો બારેતમાં પાંચમો લેવાય તો પીતમાં છઠો અગર સાતમો પણ લેવાય. એ રીતે લેવા રિવાજ ઘણે ભાગે ચાલે છે.

ઘઉં ચણામાં ખેડુતને બી ઉપરથી એટલે દરબારી કે ખેડુતના હક પ્રમાણે ભાગ પાડ્યા સિવાય અપાય છે. એટલે ઘઉં ચણા વાવવામાં જેટલું બીજ ખેડુતને વાવવું પડે તેટલું મુજરા આપવામાં આવે છે.

શેરડીના વાડનો વહીવટ ઘણે ભાગે વીઘોટીની રીતે લેવાય છે એટલે જેટલા વીઘામાં વાડ કર્યો હોય, તેટલા વીઘા પ્રથમ જરીફ મારફત અથવા દેશી ભરત શાંકળથી ભરાય છે. બાદ જે વાડ જેટલા વીઘાનો હોય તેટલા વીઘા ઉપર વીઘોટીના દર પ્રમાણે હીસાબે જે નાણું થાય, તે વસુલ લેવામાં આવે છે.

કોઈ ગામમાં વીઘા ૧ એકે ૧૦ રૂપીઆ લેવાય તો કોઈ ગામમાં વીઘા ૧ એકે ૧૫ રૂપીઆ લેવાય, મતલબ વીઘા એકે ૧૦ ૧૨–૧૫–૨૦–૨૨–૨૫–૩૦ સુધી પણ લેવામાં આવે છે. આ વીઘોટીનો દર મુકરર કરવાનો આધાર જમીનના મગદુર ઉપર રહેલો છે. વળી કોઈ જગ્યોએ વીઘા એકે અમુક મણ ગોળ લેવા રિવાજ ચાલે છે. અને કોઈ જગ્યોએ ખેડુતને આપવાનું બી બાદ કરતાં ૧/૪ ૧/૫ ૧/૬ ૧/૭ ૧/૮ ચોખા ભાગ પ્રમાણે રાજ્ય હકનો ગોળ દરબારને આપે છે અને બાકીનો ભાગ ખેડુતને જાય છે.

આંબા ગુંદામાં કોઈ જગ્યે ચોથો, પાંચમો, છઠો તથા આઠમો ભાગ લેવામાં આવે છે. અને કોઈ જગ્યોએ થડ એકે રૂપીઆ ૦–૪–૦ ચાર આના તથા ગુંદા માટે બે આના દર લેવામાં આવેછે.

નાળીએરીમાં બારમો ભાગ લેવામાં ઘણે ભાગે આવે છે. એટલે રાજ્ય હકમાટે હરાજી કરી ઈજારો પણ આપવામાં આવે છે.

કેળમાં ચોથો, પાંચમો, છઠો ભાગ લેવામાં આવે છે અને બીજી રીતે વીઘોટી રૂપીએ ૧। થી રૂ. ૨॥ સુધી બાંધી દેવામાં આવેછે.

તમાકુ સરેરાસ ત્રીજો ચોથો ભાગ લેવામાં આવેછે. બકાલામાં રૂપિઆ ૫ થી ૬ સુધી વીઘા ૧ એકે લેવામાં આવેછે.

બળદના ચરીયાણ માટે ઘાસનાં બીડકાં ખેડુતને વીઘા ૫૦ વીઘા ૫ પ્રમાણે આપવા મુનાશબ છે.

ખેડુત ૫૦ વીઘે ૫ વીઘાથી વધારે ઘાસ રાખે તો ઘાસમાંથી ચોથો ભાગ દરબાર લઈ શકેછે.

ભાડાં કણગરી વિગેરે જે જે લેત્રી જે જે ગામમાં જે રીતે લેવાતી હોય તે પ્રમાણે લેતા જવું.

## વીઘોટીનો વહીવટ.

જે જે ગામમાંની ઉંચી જાતના ખેડુ તથા ઉંચી જાતની જમીન છે ત્યાં પ્રથમ રેવન્યુ સરવીયર કરાવી આગલા વરસની ઉપજની સરાસરી કઢાવવી અને ભારે હલકી જમીનનું મગદુર જોઈતે ખમી શકે તે પ્રમાણે ફોલવણી જમીન ઉપર કરવી.

વીઘા ૧ એકે રૂપિઆ ૧॥ થી ૨ સુધી બારેતમાં અને પીત જમીનમાં તેથી દોઢાં નાણાં લેવા દર મુકરર કરવામાં આવેછે.

વીઘોટીનાં નાણા ખેડુત પાસેથી બે કીસ્તે લેવામાં આવેછે. તે કીસ્ત માગશર સુદ ૨ અને ચૈતર સુદ ૨ ઘણું કરી લેવાય છે.

ખેડુતના મોલ તૈયાર થયેથી ખેડુત વીઘોટીનાં નાણાં ભરવાની શાહુકારી હામી પ્રથમથી આપી વહીવટ કરનારની પહોંચ લઈ જવા પરવાનગી મેળવ્યા પછે મોલ લઈ જાયછે.

દરબારી નાણાં હાંમીદાર પાસેથી વસુલ લેવામાં આવેછે.

કોઈ ખેડુત નબળી સ્થિતિનો હોઈ હામીદાર ન આપી શકે તો તે ખેડુતનો મોલ જપ્તીમાં લેતાં બારમાસનું ખેડુતને ખાધા જોગ રાખી બાકીનો માલ હરરાજ કરી તેની કિંમતમાં ઉપજેલ નાણાં ખેડુત પાસેની વીઘોટીની રકમ પેટે જમા થાયછે. અને બાકીનાં જે નાણાં વીઘોટીનાં લેણાં રહેછે તે ઉપરી અધિકારીની પરવાનગી મેળવી તે સીલમાં ખેંચાય છે અને તે નાણાં આવતે વરસ એટલે સામે વરસ પાછાં વસુલ લેવામાં આવેછે.

## ઢાળનો વહીવટ.

જે ભાગમાં ખેડુતને નાના ઘણા કટકા એક એક ખેડુતને હોય છે તે ભાગમાં પરચુરણ ઉપજની ખલાવાડ કરવાથી ખેડુત તથા રાજ્ય હકને ઘણુંજ નુકસાન થાયછે તથા ખેડુતને ખલાવાડ કરવામાં ઘણી મુશીબત ઉઠાવવી પડેછે.

સીમમાં મોલ પાકી તૈયાર થાય તે વખતે ખેડુત લોકો વહીવટ કરનાર પાસે આવી ઢાળ કરવા ચઢો એમ માગણી કરેછે.

આ માગણી ઉપરથી વહીવટ કરનાર ખુદ દેશાઈ, વતનદાર બે સારા પટેલીઆ બે માતબાર ખેડુત ઢાળુ વિગેરે એકઠા મળી ખેતરોમાં જાયછે.

તે કમેટી દરેક ખેતર ચારે બાજુ ફરેછે. તમામ ખેતરમાંના ઉભેલા મોલ બરાબર જોય છે પછે ઢાળનો એક આંકડો બહાર પાડેછે. તે આંકડો વધુ છે એમ ખેડુત તકરાર લેછે. તે ઉપરથી

ફરી કમેટી એ બાબત નીધામાં લેછે. અને ખેડુતના બોલવા ઉપરથી આંકડાની વધઘટ થાયછે, અને એમ કરતાં છેવટ ખેડુતની રજુવાતે આંકડો મુકરર થાયછે. અને તે આંકડો ખેડુતને સંભળાવવામાં આવેછે, અને તે ખેડુત કબુલ કરેછે. બાદ ચોપડીમાં નોંધાય છે. અને તેમાંથી દરબારી વજે ખેડુતને ઘેર જઇને લઈ લેવામાં આવેછે.

ખેડુતને ઢાળનો આંકડો મંજુર ન હોય તો હુવાલદાર આપવામાં આવેછે, અને એકંદર ઉપજમાંથી પાછળથી વજે લેવામાં આવે છે.

ઢાળના વહીવટમાં મુખ્ય અમલદાર કિંવા ઢાળ કરનાર ઘણાજ પ્રમાણિક તથા નીતિવાન જોઇએ કે જો ખેડુતને દબાવી મારવા ધારે તો તેમ પણ થઈ શકેછે. કેમકે ઢાળનો આંકડો જેટલા મણ થતો હોય, તેના કરતાં ચાહીને તેમજ બીચારાને રંજ પોંચાડવા વધારે બોલે અને લે અગર દરબારને નુકસાન પોચાડવા ધારે તો ખેડુતના ખેતરનો માલ વધુ છતાં ઢાળમાં ઘણોજ ઓછો આંકડો બોલે. અને વસુલ લે તે રીતે બને બાજુને નુકસાન પોચાડી શકાય છે, માટે મુખ્ય અમલદાર ઘણા નીતિવાન લોભ લાલચ વિનાના પ્રમાણિક જોઇએ. તેમજ ઢાળમાં આંકડા નકી થયા પછે ખેડુત પોતપોતાનો માલ ઘેર લાવેછે.

ઘેર માલ તમામનો આવી ગયા પછે તુરતજ વજે કાઢી લેવો. નહિ તો માલ ખેડુત ગરીબ સ્થિતિનો હોઇને ખાય જાયછે. ત્યાર પછે લાંબે દિવસે વસુલાત કરવામાં ઘણી મુશીબત પડેછે. જે સાથે વજેનો માલ સારો આવતો નથી, માટે આ મુદો ઢાળના વહીવટમાં બરાબર યાદ રાખવાનો છે.

## સાંતીડે ઉધડ રકમ.

ગીર ગામો કે તેવાં બીજાં ગામો કે જે બરાબર આબાદ ન થઈ શકતાં હોય તેવાં ગામો માટે સાંતીડે ઉધડ રકમ લેવાનો વહીવટ ચાલેછે. તે રકમ ૩૦ થી ૫૦ સુધી સાંતીડે લેવામાં આ-

વેછે. બલકે તેથી વધારે અગર કમતી પણ રકમ ઉધડીએ બદલ લેવામાં આવેછે.

આ ઉધડ રકમ બે અગર ત્રણ કીસ્તે લેવા ઠરાવ હોય તેપ્રમાણે લેવાય છે.

ખેડુતનો મોલ તૈયાર થાય કે તુરત સાહુકારી હામી આપી મોલ માલ પોતાનો લઈ જાય છે.

કોઈ ખેડુત હામી ન આપી શકે તો તેનો માલ જપ્તીમાં લઈ તેની હરાજી થાયછે. અને તેની કિમત ઉપજે તે ઉધડ રકમના બદલામાં ખેડુતના ખાતામાં જમે થાય છે. અને બાકી માટે મુખ્ય અધિકારીની પરવાનગી મેળવી તેહસીલ ખેંચાય છે. અને તે સામા વરસમાં લેવામાં આવે છે. આમ કરતાં પહેલાં ખેડુતને ખોરાક તથા બળદો વિગેરેના ગુજરાન માટે બાર માસના દાણા વિગેરે મુજરા અપાય છે.

ઉધડ રકમ વધારી શકાય છે, તેમ કમી પણ લઈ શકાય છે. ટુંકામાં ગામની આબાદીપર આ વાતનો આધાર રહેલો છે.

## ભાગ બટાઈ.

ફક્ત વજે ભાગ લેવા જ્યાં વહીવટ છે, ત્યાં ભાગ બટાઇનો વહીવટ કહેવામાં આવેછે.

ફક્ત વજે તથા વજેવરાના વહીવટ માટે જેમ જલદી ખલાં તૈયાર થાય તેમ કરવું. અને ખલાં તૈયાર થયાના ખબર રેવન્યુ પટેલ કે હવાલદાર તરફથી મળે કે તુરત ખલાં ભરવા જવું.

તુરત ભરવા ન જવાય ને તે કારણસર જેટલા દિવસ ખલાં પડ્યાં રહે તેટલા દિવસમાં ચોરાઈ જવાની તેમજ ખવાઈ જવાની પાકી ધાસ્તી રાખવી.

આ ધાસ્તી દરેક નઠારા ખેડુત માટે સમજવી તેમજ હલકા પગારના હવાલદારો માટે પણ સમજવી.

કદાચ કોઈ ગામે મોડું જવાય અને ખેડુત લોકો ખાવામાટે

દાણા લેવા આવે તો ઉપજના પ્રમાણમાં મણથી ૫ મણ સુધી ખાવામાટે દેવા પટેલ તલાટી હવાલદાર ઉપર લેખીત રજા દેવી.

રજા આપેથી સદરહુ ત્રણે આસામીએ ખલામાં જઈ ઉપજના પ્રમાણમાં ખાઈના દાણા દેવા ને તેનો નોંધ ચોપડીમાં રાખવો ને તે ચોપડી ખલાં ભરતી વખત વહીવટદાર પાસે રજુ કરવી.

વહીવટદારે ખલાવાડમાં જતી વખત આપેલી ચોપડીયો માંગી લેવી ને તેમાં જોઈ દરેક ખેડુતનાં ખલાં ભરતી વખત જે દાણો દેવામાં આવેલ હોય તે મુજરા લેવો.

ખલાં ભરતી વખત ગઈ સાલની ચોપડી પાસે રાખવી ને તેમાં લખેલ હોય તેપ્રમાણે નવી સાલની ચોપડીમાં ઉપર વાકયો લખી પછે કામ સરૂ કરવું.

જેમ જેમ ખલાં ભરાય તેમ તેમ આસામીવાર ખેડુતનાં નામ લખી કુલ ઉપજ વજે ભાગ ખરા જાતના હમેશાં લખાતું હોય તેમ લખતાં જવું.

દરરોજના કામનો ડાયરી રીપોર્ટ ઉપરી અધિકારી તરફ નોંધી નંબર ચડાવી મોકલવો.

તમામ ખલાં ભરાઈ એક જગ્યોએ જે ગંજ દાણાનો કરવામાં આવેલ હોય તે વહીવટદારે ખુદે ત્યાં બેસી તોલાવવો. ને તે ગાડાંઓમાં નંખાવી કોઠારે અગર સાટાદારને ત્યાં મોકલી દેવો.

ને તેની પહોંચ લેવી ને તેના પૈસા તુરત વસુલ લેવા. વસુલ થયેલા પૈસાની પહોંચ વેપારીને દેવી જોઇએ.

ઉપર પ્રમાણે વહીવટો દરેક ગામના થયા બાદ ગામવાર નીચે-પ્રમાણે કામ કરવું.

## પડતર ખોરડાં બાબત.

૧ કોઈ પણ ગામનો કોઈ પણ ખેડુત ગામનાં દરબારી પડતર ખોરડાં કે ખંડેર કે દુકાન લેવા માગણી કરે ત્યારે તેની પ્રથમ અરજી લેવી.

૨ અરજીમાં શા ઠરાવથી કે નજરાણાથી માગણી કરેછે તે લખાવવું.

૩ અરજી લીધા પછે તે નીચે અમુક મુદતનાં જાહેરનામાં કાઢવા શેરા કરી જાહેરનામાં તે સંબંધીનાં બાબમાં લખ્યા પ્રમાણે કાઢવાં.

૪ જાહેર નામાની મુદત ૧૫ દિવસથી ઓછી ન રાખવી.

૫ જાહેરનામાં તે ગામમાં આસપાસનાં ગામોમાં અને તળપદ સ્થાનીક અમલદારને રેહેવાના શહેરમાં કે ગામમાં જાહેર રીતે ચોડાવવાં.

૬ મોટી દુકાન કે મોટાં ખોરડાં કે જગ્યો હરાજ કરવા જેવી માલમ પડે તો અમલદારે તેજ સ્થળે મુદતસર જાતે જઈ તમામ લોકોને તે સ્થળે ભેળા કરી જાહેર હરાજી કરવી અગર તે પ્રમાણે ન હોય તો સ્થાનીક જગ્યો કે જ્યાં અમલદાર રહેતો હોય ત્યાં તે ગામના લોકોને તથા તળપદના લોકોને ભેળા કરી હરાજી કરવી.

૭ હરાજી વખતે પ્રથમની માગણી કરનારને હાજર રાખવો.

૮ છેવટ હરાજીનાં રોજ કામમાં નીચે પ્રમાણે વીગત લખવી.

૧ ખોરડું અથવા દુકાન કે પડતર ખંડેર કેટલા વખતથી પડતર છે અને કોનું છે.

૨ મુળધણી ગામમાં છે કે પરાગંદા થયો છે અથવા ગુજરી ગયો છે તો તે લખવું.

૩ પરગામ ચાલ્યો ગયો છે તો તે પાછો આવવાનો સંભવ છે કે નહિ તે બાબત નકી કરવું એટલે રાજીનામું પ્રથમ લેવું ને તે લખવું.

૪ ખોરડું ઉભડતાબાનું હતું કે ખેડુતના તાબાનું હતુંતે બતાવવું અને ઉભડના તાબાનું હોય તો તેનો વેરો લેવાનો આકાર બતાવવો.

૫ આ ખોરડું રાખનાર સાથે વેરો લેવા ઠરાવ કરવો.

૬ જાહેરનામાનો નંબર તારીખ તથા કયાં કયાં ચોડયાં એ વિગેરે સર્વે તપસીલ લખવી.

૭ જાહેરનામાની મુદતે કરેલી હરાજી અને તે વીશેની રાખનારની છેવટની કબુલતની સહી લેવી અને તે લેનારની સહી લેવી.

૮ નજરાણો ઉપજવાનું કારણ અને તેની હદ હદુદ ચતુરસીમા લેખમાં તથા રોજ કામમાં બતાવવાં.

૯ પડતર પડી ગએલ, ખોરડાંના કાટ નલીઆની વ્યવસ્થા લખવી.

૧૦ જમીન હોય તો ગામમાં છે કે ગામ બાહાર છે અને કેટલી ઓરસ-ચોરસ માગે છે તે લખવું.

૧૧ રોજકામ થઈ રહ્યા બાદ લેખ કરવાની પરવાનગી મેળવવા તે રોજકામ રીપોટ સાથે ઉપરી અધિકારી તરફ મોકલવું અને મંજુરી આવેથી લેખ લખવો.

૧૨ લેખ મંજુર થઈ આવે નોંધી નંબર ચડાવી છેવટ માગણીવાળાને દેવો.

૧૩ નજરાનો થોડો આવે તો હરકત નથી પણ બની શકયા પ્રમાણે કાંધા પાંજરા કે તે સીલ તણાય તેમ ન કરતાં નાણાં રોકડાં લેવાં.

૧૪ પડતર જમીન ખોરડાં કે, દુકાન કે, કોઈ સરકારી જગ્યો કોઈ માણુસ દબાવે નહીં તેવી વહીવટદારે ફ્રીકર રાખવી. એ રીતે પડતર જમીન; ખોરડાં કે, દુકાન કે, કોઈ દરબારી જગોમાટે ઉપરપ્રમાણે વ્યવસ્થા કરવી.

## આબકારી ખાતા બાબત.

આબકારી ખાતામાં દારૂ અફીણ ભાંગ ગાંજો તમાકુ ઝેરી પદાર્થ વગેરેનો સમાવેશ થાયછે.

આ ખાતું કોઈ પણ અમુક અધિકારીના તાબામાં હોય છે. તે

અધિકારીએ પોતાના હાથ નીચેના કામ કરનારા બરાબર ફીકર રાખેછે કે નહિ તેની વારંવાર દેખરેખ રાખવી.

" મુદતસર પૈસા વસુલ થાયછે કે નહિ એ તપાસતાં રહેવું.
" હિસાબ બરાબર રહેછે કે નહિ તે તપાસતાં રહેવું.
" કોઈ પણ માણસ ગુન્હો કરેછે કે નહિ અને તેને ધા-
" રાસર સજા થાયછે કે નહિ તે પણ તપાસવું."

આબકારી બાબતોનો ઈજારો દેવો અને તેમાં મુખ્ય નીચેપ્રમાણે નિયમ દાખલ કરવા.

" અમુક વર્ષમાટે આ હરરાજી છે એમ કહી આ હરરાજી
" કરવી. મંજુરી મેળવી છેવટ ઇજારો બહાલ કરવાનો હોય
" તો તે જણાવવું અગર પોતાના અખત્યારથી બહાલ ક-
" રવાનો હોય તો તે જણાવવું.

" વધારેમાં વધારે રકમમાં માગણી કરનારને ઈજારો
" દેવો કે નહિ તે અખત્યારવાળા અમલદારની મુખત્યારી
" ઉપર છે.

" હરરાજી પુરી થતાં સુધીમાં વકતાવકત કાચા જામીન
" લેવા વહીવટદાર મુખત્યાર છે.

" જામીન માગણીદાર આપી ન શકે તો સેંકડે અમુક
" રકમ અનામત મુકાવવા વહીવટદાર મુખત્યાર છે પણ
" તે રકમ મુલ રકમથી દશાંસ હોવી જોઇએ. ત્રણ વકત
" માગણી થઈ ગઈ અને ઈજારો બહાલ થયા પછે તુરત
" નાણાં ભરવાના જામીન લેવા વહીવટદાર મુખત્યાર છે.
" જામીન ન આપે તો ફરી હરરાજી કરતાં જે રકમ ત્રુટે
" તે મુળ ઈજારાની માગણી કરનાર પાસેથી લેવામાં આ-
" વશે. ફાયદાના માલીક દરબાર છે. જામીન થાય તેનો
" ઈજારા સાથે કશો સંબંધ ન રહેવો જોઇએ. હફતા પ્ર-
" માણે નાણાં ઈજારદાર અગર જામીને આપવાં પડશે.
" અને મુદત દરમીયાન નાણાં ન આપેતો મુદતને બીજે
" દિવસથી વ્યાજ લેવા દરબાર મુખત્યાર છે. ઈજારદાર દુ-

" કાન ખુલ્લાં મુકી ઇજારાની વસ્તુ આખો દિવસ વેંચવા
" બંધાએલો છે.

જે વસ્તુ ઇજારાની આખો દીવસ વેંચવામાં આવે તે ઠરાવ પ્રમાણે વેચતાં તે વસ્તુ સ્પષ્ટ સારી અને ઉંચા પ્રકારની વેંચાવવી જોઇએ.

પ્રવાહી પદાર્થો હોય તો તેમાં ભેળ કશો થવો ન જોઇએ.

ઇજારદાર શીવાય ઇજારે આપેલી વસ્તુ વેંચવા બીજાને હક નથી.

ઇજારદારે અફીણની દારૂની મીઠાની દુકાન ઉપર લખી મોટે અક્ષરે પાટીઉં મારવું જોઇએ કે જેથી આબકારી ખાતાની દુકાનો લોકોને શોધવી ન પડે.

દરબારની સાથે ઠરાવ હોય તેજ પ્રમાણે એક માણસને એક દિવસે અમુક દારૂ અફીણ દેવું. ઠરાવ વિરૂદ્ધ વિષેશ દેવું ન જોઇએ.

બાલક છોકરાને અગર ગાંડા માણસને અફીણ દારૂ વેચાતો અગર મફત પણ આપવો નહીં.

દારૂની કિંવા અફીણની દુકાનમાં કોઇને કામવિના બહુ પેસવા દેવાં નહીં જોઇએ તેમ ભરોસાનાં અને સારાં માણસોનેજ દુકાનમાં નોકર રાખવા ઇજારદાર બંધાયો છે.

ઇજારદારે આપેલો જામીન મરી જાય અગર પરાગંદા થઈ જાય તો બીજો જામીન દરબાર લઈ શકે છે.

અફીણ એક જગોએથી બીજી જગોએ પોસ્ટ હાફીસ મારફત મોકલવું ન જોઇએ.

ઉપરના નિયમ શીવાય ખાસ કરીને જે જગો સગવડ ખાતર જે નીયમ આબકારી બાબત માટે કરેલા હશે તે પ્રમાણે ઇજારદાર યાને આબકારી ખાતા સાથે સંબંધ રાખનારાએ વર્તવું પડશે.

## કોઇ ખેડુત જમીન પડી મુકી રાજીનામું આપે તેની તજવીજ કરવા બાબત.

૧ કોઈ પણ ખેડુત પોતાના કબજાની જમીન મુકી દેવા રા-

જીનામું આપે તો રાજીનામું આપવાનું અને પડી મુક-
વાનું વહીવટદારે તેને કારણ પુછવું.

૨ ખેડુત જો કાંઈ હરકત બતાવે અને તે દુર કરી સકવા જેવી હોય તો તુરત તે બની સકયા પ્રમાણે દુર કરી રાજીનામું આપનાર ખેડુતપાસે તે જમીન રહેવા દેવી.

૩ ખેડુત રાજીખુશીથી મુકી દેવાનું કારણ બતાવે તો રાજીનામું લઈ મંજુર કરી તે નીચે એક શહેરો લખી પંદર દિવસની મુદતનું તે જમીન બીજા કોઈએ રાખવાનું જાહેરનામું પ્રસિદ્ધ કરવું અને તે જાહેરનામાની અમુક પ્રતો તે ગામમાં તેમજ આસપાસનાં ગામોમાં અને તલપદ માહાલમાં પ્રસિદ્ધ જગોએ ચોહોડવી કે જેથી જથાબંધ લોકો તેની માહેતગારી જાણી શકે.

૪ જાહેરનામામાં લખી મુદતે જે આસામી માંગણી કરવા આવે તેના નામનું રોજકામ એક કરી લેવું અને બીજો કોઈ ખેડુત તે સિવાય મુદતના અંદર ન રાખે તો મુદત વીત્યાબાદ રોજકામ તથા રીપોર્ટ ઉપરી અધિકારી સાહેબ તરફ લખી મંજુરી માંગવી અને તે જમીનનો દાખલો રહેવા ખાતર નીચેની હકીકત તેમાં અવશ્ય લખવી.

૧ જમીનસંબંધીમાં જમીન પડી મુકનાર હયાત હોએ તો તેનું રાજીનામું અને પડી મુકવાનું કારણ.

૨ જમીન ખેડવા આપવા માટે જે જાહેરનામું કરેલ હોય તેનો નંબર તારીખ.

૩ જાહેરનામાની છેવટ મુદતે તે જમીન હરાજ કરી તે વખતે થએલી માંગણી વિગેરેનું રોજકામ તેમાં રાખનાર ખેડુતની કબુલત સહી સાથે.

૪ જમીન ખેડનાર જુનો છે કે નવો ને નવો છે તો કયાંથી આવ્યો અથવા કયા ગામનો રહેનાર છે

તે સી રીતે ખેડુ થયો અને જુનો છે તો તેના તાબામાં બીજી કેટલી જમીન છે તે તથા તેની હાલત.

૫ જમીન ખેડવા કયા કરારથી આપી અને તેના નજરાણાની કોરી ( રકમ ) કેવીરીતે વસુલ લેવા ઠરેલ છે તે વિગેરે.

૬ તેમ તે પાછળ ખોરડું આપવામાં આવેલ હોય તો તેની તપસીલ રીપોટ તથા રોજકામમાં લખવી.

૭ જમીન ખેડનાર નવો ખેડુત આવે અને સરકારથી ખોરડુ કરવા તેને મદત આપવી ઠરે તો આડકાટની માપ્રી દરની ટીકેટ અને વંઝી નલીયાંની કીમત બદલ અમુક આંકડો ઠરાવી તે બાબત લખવી.

૮ કોઈ જમીનનો નજરાણો ન ઉપજી શકે તો તેનું કારણ અને તે વિષે કરેલી તજવીજ લખવી.

૯ જમીન પડી મુકનારે જમીન કેવી જાતની ખેડેલ હતી અને કાંઈ મોલ છે કે નહિ તેની હકીકત લખવી.

૧૦ પડી રહેલી અથવા પડી મુકેલ છે તે જમીન વીઘા અંદાજ અથવા સાંતી તેમાં પીતલાયક કેટલી અને તેના પાસથી રાજ્ય મેસુલ લેવાનું કેટલું તે જણાવવું.

૧૧ જમીન પડી મુકી ભાગી ગએલ ખેડુતના તાબાની હોય તો તે કયારે અને કેટલા માસથી ગયેલો છે અને ગયાનું ઠેકાણું માલમ પડે તો તે લખવું.

૧૨ ગુજરી ગયેલા ખેડુતના તાબાની હોય તો તે કેટલા વખતથી ગુજરી ગયો અને તેમની ઓરત છોકરાં છે કે કેમ અને છે તો તેની સ્થિતી કેવી છે તે લખવી.

૧૩ ગુજરી ગયેલા ખેડુતનાં છોકરાં નાની ઉમરનાં હોય અને બળદો વિગેરે ખેતી ઉપયોગી ઓજારો હોય અને થોડા વખતમાં તેનાં છોકરાં ખેડ સંભાળી શકશે એહવું હોય તો તે વિષે તેમના કુટુંબના નજીકના કાકા મામા બનેવી મોટા ભાઈ વિગેરે સગાથી કામ લેવા વિષે કરેલી ગોઠવણ.

૧૪ ત્રુટી ગયેલા ખેડુતો પાસે તેહેસીલ પાછલી કોરી લેણી હોય તો તે લેણાનો આંકડો અથવા નથી તો તેની હકીકત.

૧૫ ભાગી ગયેલા અથવા ત્રુટી ગયેલા ખેડુતના તાબાની જમીન પરવાનગી શિવાય કોઈ ખેડુતે દબાવ્યાનું માલુમ પડે તો તે કેટલા વરસથી તેના તાબામાં લેવાનું શું કારણ અને તેમણે કેવી જાતની જમીન ખેડી છે અને તે ત્રુટી ગયેલા ખેડુતનો તેમજ ભાગી ગયેલા ખેડુતનો શું સંબંધ થાતો હતો અને તે તેમનો પેટા ભાગીદાર હતો કે નહિ અને હાલ તે કેટલો નજરાણો આપવા ખાયેસ ધરાવે છે. હરાજીથી શું ઉપજે છે. તે જમીનના મગદુર પ્રમાણે તે જમીન દબાવનાર પાસે કેટલો નજરાણો લેવા યોગ્યાતાવાળા પંચો બતાવે છે તેના ખોરડાની શી રીતે વ્યવસ્થા છે તે લખવી અને જમીન બીજાને ખેડવા આપવાનો ઠરાવ ઉપરની કલમમાંથી યોગ્યતા લાગે તેવી તપાસ કરી લખવું.

૧૬ ગીરો જમીન રાખનારના તપાસમાં કેટલા વરસથી ગીરો મુકેલ હશે કેટલા વીઘા કેવી જાતની જમીન છે. અને કેટલી કોરીમાં અથવા કેટલા રૂપીયામાં કેટલા વરસના કરારથી કેવી રીતથી ગીરો આપેલી છે તે દસ્તા-

વેજની નકલ અને તે કોરી અથવા રૂપીયા કેવી રીતથી આપેલાં છે અને ગીરો મુકનાર ખેડુત હયાત છે કે ગુજરી ગયો અથવા ભાગી ગયો કે ખેડ મુકી ખેડુત છતાં ગામમાંજ છે. તે લખતાં તે જમીન ગીરો મુકનાર પોતાથી ખેડ કરાવે છે કે બીજાને ખેડવા આપેલ છે અને પોતાથી કરાવે છે તો કેવી જમીન ખેડેલી છે અને ગીરો આપવા હક નથી ત્યારે તે નજરાનો દઈ કેટલી રકમથી રાખવા ખાયસ ધરાવે છે વીગેરે હકીકત લખવી.

૧૭ આ ગીરો જમીન ઉપર તે ગીરો રાખનારે કાંઈ કીમતી ખરચ કરેલો હોય તો કેટલો અને કેવી રીતે તે ટુંકામાં લખવું.

૧૮ પડતર જમીન હોય તો કેટલા વરસથી પડતર ગણાણુ કે તેથી વધારે વખતની ઝાડવાં ઉગેલી છે કોના વાલી હતી અને કેવી સ્થિતીની છે વિગેરે લખવું.

ઉપર પ્રમાણે જે હકીકત છે તેમાંથી જે જમીનને માટે જે પ્રકારની હકીકત રીપોર્ટમાં લખવી યોગ્ય જણાય તેનો લેખીત દાખલો રાખવો અને મંજુરી આવેથી તે જમીન જેણે રાખી હોય તેના નામનો લેખ આપી સોપી દેવી, અને ઠરાવ મુજબ તે જમીનનો વહીવટ કરતાં નજરાણાની કોરી અથવા રૂપીયા જે ઠર્યા હોય તે પ્રમાણે વસુલાત કરવી.

## બરદાસ રાખવા બાબત.

દરેક આવનારાની બરદાસ રાખવી એ રાજ્યનું ભૂષણ છે, કોની કેટલે દરજ્જે બરદાસ રાખવી, એ આવનારની સ્થિતિ ઉપર આધાર રહેલો છે, મગર, એટલું તો છે કે યોગ્યતા પ્રમાણે આવનાર ગ્રહસ્થની કે રાજની પરસપર બરદાસ રાખવી જોઈએ,

પોલીટીકલ એજંટ, રેસીડેન્ટ, આસિસ્ટંટ પોલિટીકલએજંટ, કોઈ લશ્કરી મોટા ઓફીસરો, જથાબંધ માણસ આવી કોઈ જગોએ મુકામ કરવાના હોય તો તેનેમાટે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવો જોઈએ.

જે પ્રાતમાં જે અમલદાર જેટલાં માણસોથી જેટલા દિવસ, રેહેવાનો હોય તે તમામ ખબર મુખ્ય અમલદારે પ્રાંતના મુખ્ય અમલદારને અગાઉથી દેવા જોઇએ, અને તે સાથે જેટલે દરજે તેની બરદાસ કરવાની હોય તેટલી બાબત ખર્ચ કરવા પ્રાંતના ઓ-
" ફીસરે પરવાનગી આપવી જોઇએ, તેને ગીર જંગલ અથવા તેવા
" ભાગમાં રેહેવાની જે જગો મુકરર થાય તે જગો પ્રથમ દુરસ્ત
" કરાવવી તે એવી રીતે કે, ૧૫ ખંભાળા ૧૦ કોદાળી ૫૦ ખુરપા
" ૫ કોસ ૨૦ કુવાડા એ પ્રમાણે સાહીત્ય સાથે રાખી જગો સાફ
" કરાવવી, તો ૨૦૦ મજુરની અવજી પચાસ મજુર તે જગો
" સાફ કરી શકેશે માટે તેવાં સાહીત્ય રાખી જગો સાફ કરાવવી.

" પડાવની જગોપાસે પાંણીની જે સગવડ હોય તે સારા પાયા
" ઉપર સ્વચ્છ રખાવવી.

" જગોની દુરસ્તી નજીકના ગામોના લોકોપાસે કરાવવી અને
" જરૂર જેટલાં મજુર રાખવા અને ઉપરી અધિકારીની તેની મ-
" જુરીના પૈસા દેવામાટે મંજુરી મેળવવી.

" ખોરાક.ઉત્તમ મધ્ય સર્વ પ્રકારનો, ઘાંસ લાકડાં એ સહુ તે
" જગો ઉપર જેટલા દીવસ મુકામ રેહેવાનો હોય તેટલા દિવ-
" સનો અને હમેશ જેટલો ઉપાડ થાય તે પ્રમાણે કાઢી તે હિ-
" સાબે સામાન રખાવવો.

## મોદીખાનામાં ચણા, કપાસીયા સર્વ ચીજ ખંતથી રખાવવી.

પ્રાંતના અમલદારે મોદીખાનું જાતે તપાસી સાથે લેવરાવવું, યા મોકલવું. મોદીખાનામાં નીચે પ્રમાણે સામાન અવશ્ય રાખવો.

૧ લોટઘઉંનો, ૨ બાજરાનો, ૩ ઘઉં, ૪ બાજરો, ૫ ચણા, ૬ ચણાની દાળ, ૭ તુરની દાળ, ૮ અડદની દાળ, ૯ ભરડો, ૧૦ કપાસીયા, ૧૧ ઘી, ૧૨ તેલ, ૧૩ ગ્યાસલેટ તેલ, ૧૪ સાકર, ૧૫ ખાંડ, ૧૬ ગોળ, ૧૭ પરસોદીનો લોટ, ૧૮ ડબા, ૧૯ મીણુ, ૨૦ બાટ, ૨૧ ચોખા, ૨૨ મગઝીણા, ખીચડીયા, ૨૩ ખીચડી, ૨૪ મગની દાળ વિગેરે ૨૪. હળદર, ૨૫ મેથી, ૨૬ કોકમ ૨૭ સુંઠ, ૨૮ તીખાં વિગેરે તમાંમ મીસાલો, જાયફળ, એલચી, કેસર, તજલવીંગ, બદામ, ચા વિગેરે,

ગાંજો, તમાકુ, બીડી, અફીણ, ભાંગ, મીઠું વિગેરે દીવાસળીનાં બાકસ કોરા કાગળ આ સીવાય બીજો સામાન નીચેપ્રમાણેઃ—

માટીઠામ, ભારનાં ગાડાં, બળદની જોડો, ભેંસો દહીં, દુધ, શાકભાજી, મેખો, મોગરીયો, છાણાં મેંઢાં, બકરાં, મરઘાં, ઇંડાં, માખણ એ રીતે સર્વ ચીજ સાથે રાખવી.

ઘોડેસ્વાર અને સારા પ્યાદલ સાથે રાખવા. અગાઉ આવનારને પડાવની જગા દેખાડનાર માણસો હાજર રહે અને માગે તે મદદ દે, તેવી પ્રથમથી માણસોની યોજના કરવી. બરદાસ રાખનારે બે ત્રણ કારકુન ચાલાક અને જાત મેહેનત કરનારા સાથે રાખવા, યા મોકલવા. આવનાર અમલદાર મુકામમાં આવે તે પેહેલાં વહીવટદારે ખુદે હાજરી રાખવી અને તમામ સગવડ તૈયાર છે વિગેરે સભ્યતાથી જાહેર કરવું. વહીવટદારની ગેર હાજરીમાં અવલ કારકુનને માટે ઉપરની ફરજ લાગુ છે એમ સમજવું.

આવે પ્રસંગે અદબરસ લાયક પોશાખ રાખવો. મોદીખાનાનો નરખ તૈયાર રાખવો અને તેની એક નકલ આવનાર અમલદાર તરફ મોકલી દેવી. જે જે માણસને મોદીખાનાનો સામન રાજ્ય તરફથી દેવાનો હોય તેને તેમ દેવો અને બીજા જે જે ઉપાડ કરે તેના પૈસા નરખ પ્રમાણે અપાવી દેવા.

કોઈ નરખ પ્રમાણે ઉપાડના પૈસા ન ચુકાવે તો તેના ઉપરી અમલદારને જાહેર કરી પૈસા મોદીને અપાવી દેવા. મુકામ ઉ-

પાડ્યા પેહેલાં નરખ પ્રમાણે તમામ ઉપાડ જેણે જણે કરેલ હોય તે તમામ વસુલાત કરી લેવી જોઇએ.

રાજ્ય હુકમ પ્રમાણે જેને મોદીખાનું રાજ્યતરફથી અપાવેલ હોય તેના ઉપાડ નીચે સહી લઈ બીલ કરી મંજુરી મેળવી લેવી.

મકાન ઉપડ્યા પેહેલાં કેટલાં ગાડાં જોઇશે તે ખબર આપવા લશ્કરના વડાની ફરજ છે. તેજ પ્રમાણે ખબર મળેથી ગાડાં જેટલાં માગે તેટલાં પુરાં પાડવાં, ગાડાંભાડું જે ગાડે લે તેનીપાસેથી ખેડુતને અપાવી દેવું ન આપે તેને માટે તેના હેડ અમલદારને જાહેર કરી ભાડાના પૈસા અપાવી દેવા એમ છતાં પૈસા રહે તો તે માટે પાછળથી રીપોર્ટ કરી પૈસા મગાવી લેવા તે છતાં પણ ન આપે તો પછે રાજ્યમાના પોતાના ઉપરી તરફ સવીસ્તર હકીકત જાહેર કરી બંદોબસ્ત કરાવી લેવો.

બની સકેતો બરદાસ બરાબર કર્યા બદલ સર્ટિફિકેટ લઈ પોતાના ઉપરીને મોકલવું.

આવે પ્રસંગે ચોકી પેરાનો બંદોબસ્ત રાખવાનું અને એક મુકામેથી બીજે મુકામે જવામાટે રસ્તો દેખાડવામાટે સવાર, પગી વિગેરે આપી તે તેબાબત જરા પણ હરકત ન આવવા દેવાનું સઘળું કામ પોલીશ અમલદારનું છે.

કુભાર, સુતાર, મોચી, હજામ વિગેરે વસવાયાં, મુકામની જગોમાં રાખવાં, તે નજીકના ગામોમાંથી તેડાવી લેવા અને તેનો વારંવાર ફેરફાર કરવો.

ગોદડાં, ગાદલાં, અસીસાં, બુંગણબીસ્તરો વિગેરે સાથ રાખવાં.

સાક માટે બકાલીઓથી નિત્ય તાજું આવે તેવો બંદોબસ્ત રાખવો

રૂપીયા, પાવલાં, અરધા, ફદીયાં, દોકડા, કોરી, વિગેરે ખુડદો પાસે રાખવો.

જગનનાથી, માદરપાટ, વિગેરે ગરણાં માટે કપડાં સાથે રાખવાં.

પરચુરણુ ગંધીયાણું સાથે રાખવું.

નદી નાળાં ના બંધાય ત્યાં પુલ વિગેરે બાંધી અવગડ દુર કરવી.

હાજર બાસી બરાબર રાખી મકાનના મુખી અમલદારથી માંડી તમામની તબીયત બની શકયા પ્રમાણે ઉઠાવવી.

ધીરજ, હીમત અને વિવેકવચન એ અવસ્ય ગ્રહણ કરવાં.

મુખી અમલદાર, રસોયા, પટાવાળા, તથા તેના સીરસ્તેદાર વિગેરે સંભાળવા.

## નામા બાબત.

રંકથી તે રાજાસુધી દરેક માણસે ઉપજ ખરચનું નામું રાખવું એ ઘણી અગત્યની વાત છે. નામું એ એક અરીસો છે. અરીસામાં જોયાથી જે પ્રકારનો આપણો ચહેરો હોય અને ચહેરા ઉપર કંઈ દાગદુગી હોય અથવા પુરો કે અધુરો સાફ હોય તો તેવો દેખાઈ આવેછે તેમજ ઉપજ ખરચ લેણદેણ કે બાધ કે હાંસલ એ બધું નામું બતાવી આપેછે.

કોઈ સાથે કાંઈ લેણદેણ કરેલું હોય તો તે પણ નામું રાખેલ હોય તો તરત શું લેણદેણ છે તે માલમ પડી આવેછે.

કોઈ લેણદાર આપણી સાથેના લેણદેણમાં ન સમજી કદાચ દીવાની કોરટમાં ફરીયાદ કરે તો તેવે વખતે પણ જો આપણી પાસે લેખીત નામું હોય તો તે પુરાવામાં ઘણું ઉપીયોગી થઇ પડેછે.

પોતાના રાજ્યમાં કે ઘરમાં કેટલુંક ખર્ચ નકામું થાયછે ને કેટલુંક ખરચ વાજબી થાયછે તે પણ જો બરાબર નામું રાખવામાં આવ્યું હોય તો તે ઉપરથી સુજી આવેછે, અને તે ઉપરથી નકામું ખરચ કહાડી નાખી તે નાણાંનો બચાવ કરવામાં સુજી આવેછે.

એ રીતે નામું રાખવું એ નાણાં સંબંધી એક જાતનું માપ છે. કે તે ઉપરથી પોતાની આવક જાવક પુરે પુરી સુજી આવેછે. અને તે ઉપરથી આગળ પાછળનો વિચાર સારી રીતે થઈ પોતાનો વહેવાર નભાવી શકાય છે. તેથી દરેક ગૃહસ્થે અને ખાસ કરીને

રાજાઓએ નામું રાખવાની ટેવ અવશ્ય પાડવી જોઇએ. તે પ્રમાણે ઘણે ખરે ઠેકાણે નામું રાખવાની ગોઠવણ બરાબર ચાલેછે. વેપારીઓ નામું માંડ્યા વગર પોતાનો વહેવાર ચલાવતાજ નથી. તેમજ ઘણા એક ગૃહસ્થો જેઓ નામું રાખવાના ફાયદા જાણેછે તેઓ અવશ્ય નામું રાખેછે, રખાવે છે ને જુવેછે. અને તેમાં ફાયદા પરીપુર્ણ રીતે લેછે. અને ટુંકામાં એક પાઇથી માંડી લાખો રૂપીયાનો જે વહેવાર આવ્યા ગયાનો કરેછે તે પણ નામામાં માંડ્યા વગર થતો નથી.

કેટલા એક લોકો ભુત કે ભવીશ્ય કાળનો વિચાર કર્યા વગર જે આવ્યું તે ખાઈજાય છે, ઉડાવી દેછે, અને નામું કે આવ્યા ગયાનો હીસાબ પોતે બીલકુલ પોતના ઘરમાં રાખતા નથી છતાં ફરી કોઈ નામું રાખવા સમજ આપે તો તેનો જવાબ આપે છે કે, અમને બીલકુલ ફુરસત મલતી નથી કે અમો વખત બચાવી નામું રાખી શકીએ. આ જવાબ ખરેખર તેની અણસમજનો અને અનુભવ વગરનો માનવો જોઇએ કારણ કે જ્યોર્જ વોષિનાટન જે કે યુનાઇટેડ સ્ટેટનો પ્રમુખ હતો તોપણ પોતાના ઘરખરચનો હીસાબ હમેશાં ઘણી બારીકીથી તપાસતો હતો. ડયુક આફ વેલીંગટેન પોતાનું વીગતવાર અને બરાબર નામું રાખતો.

એ પ્રમાણે મોટા માહાન પુરુષો પણ પોતે આવ્યાગયાનો હીસાબ નજરે જુવે છે. અને કયું ખર્ચ વ્યાજબી થયું અને કયું ગેરવ્યાજબી થયું તે જાણી બની શકે ત્યાંસુધી વાજબીજ ખરચ કરવા કેમ ગોઠવણ કરવી એ લક્ષ રાખે છે તો પછે સામાન્ય ગૃહસ્થોએ નામું રાખવા તરફ કેટલી બધી કાળજી રાખવાની જરૂર છે તે આ બે પુરૂષના દાખલાથીજ સહેજ મનમાં આવશે.

એપ્રમાણે નામું રાખવાની અગત્ય બતાવી હવે રાજ્ય તથા ગૃહસ્થોને માટે કેટલા પ્રકારનું નામું અવશ્ય જાણવાની જરૂર છે તેમાનું થોડું એક વીવેચન કરૂં છઉં.

કોઈ માણસને આપવું લેવું અને નામે લખવું, તે ઉપરથી

૫

નામું એમ કહેવામાં આવે છે. આખા દેશમાં જે આપલે થાય છે અને જ્યારે રાતરે બંધ થાય છે ત્યારે કાગલ કે પાટીપર ભુલી ન જવામાટે લખી રાખવામાં આવે છે તેને ટાંચણુ કે ટીપણુ કહેવામાં આવે છે. તેમજ ચોપડી બાંધીને લખવામાં આવે છે તો તે ચોપડીને સુડીચું અથવા કાચો મેળ કહેવામાં આવે છે. અને જથાબંધ જાડા કાગલો નામું રાખવામાટે બંધાય છે તેને ચોપડો કહેવામાં આવે છે.

ચોપડામાં સરૂ સાલે પોતાનાં નામ ઠામ મહિનો દિવસ લખવાં. ચોપડામાં સુડીયા કે દનીયા ટાંચણુ કે ટીપણુ ઉપરથી નામું માંડવામાં આવેછે. ચોપડાની જમણી બાજુને ઉધાર અને ડાબી બાજુને જમા એમ બે નામ કહેવામાં આવે છે. આવેલાં નાણાં જમા તરફ લખવાં. અને ગયેલાં નાણાં ઉધાર તરફ લખવાં તે નીચે પ્રમાણે.

જ ............ ઉ

રોજને રોજ જમા ખરચી રકમોનો તથા રોકડ આપલે થાય તેનો જમા ખરચ લખવાનો ચોપડો તેજ રોજમેલ કહેવાય છે. જે દિવસનો મેલ લખવો હોય તો તારીખ પહેલાંથી નાખી નીચે જમા અને ખરચ તે દિવસનું લખવા સરૂ કરવું. જેને નાણાં આપવાં તેનું નામું જમે પાર લખવું, પરંતુ પ્રથમ જમણી બાજુ ખાતેદારને ખાતે લખી જ્યાંથી નાણાં આપાવ્યાં હોય તેમાં જમા કરવાં.

નામું લખવાની રીત નીચેપ્રમાણે છે.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૦૦ | રૂ. ત્રીકમ રણછોડના જમે બાબત રસોયા સુંદરલાલ રસીકલાલને પગાર માસ ૨ નો | ૧૦૦ | રસોયાના પગાર ખાતે બાબત રસોયા સુંદરલાલ રસીકલાલને તેનો પગાર સપટેમ્બર તથા |

| | |
|---|---|
| સપટેમ્બર તથા અક્ટોબરનો રેવેન્યુ કમીશનર સાહેબના હુકમ નં૦ ૩૨૫ થી અપાવ્યો તે રસોયા વરાડને ખાતે. | અકટોબરનો મે૦ રેવન્યુ કમીશનર સાહેબના હુકમ નં૦ ૩૨૫ ના હુકમથી પા૦ ત્રીકમ રણછોડને ત્યાંથી અપાવ્યો તે પા૦ ત્રીકમ રણછોડના જમે. |

ઉપર પ્રમાણે રોજમેળમાં નામું માંડવું.

ખાતેપાર અને જમેપારની લીટીઓ સાંમ સાંમી બરાબર કાઢવી. પેટાના આંકડા બરાબર ચોખા લખવા.

રોજમેલમાં નામું રોજ ને રોજ માંડવું.

રોકડાં નાણાં ભરાય તેમાં હસ્તે ફલાણો એમ હસ્તે લખવું.

જે રકમની આવજા થયાથી સીલકમાં વધારો ઘટારો થતો નથી પણ તેવડે દેણું લેણું ગણાઈ જેને તેને માટે જમા ઉધાર કરી શકાય તેને જમાખરચી રકમ કહેવાય છે.

દનીચું એટલે રોજને રોજ જે અપાય લેવાય અને તે બદલ નામું માંડવામાં આવે તેને દનીચું કહેવામાં આવેછે. દનીયામાં રોજમેલની માફક ખાતે પાર જમે પાર નામું માંડવા જરૂર નથી. દનીયામાં સીધી લીટીએ નામું મંડાય છે તેમાં નીચેપ્રમાણે નોધ કરવો. જેમ કે,

સન ૧૯૪૨ ના કારતક વદ ૨.

રૂ. ૨૫ પટેલ અરજણ મેવાને ખાતે તે બાબત વેરો સાંતી એકનો ખાંભાગામ ખાતે જમા.

રૂ. ૨૦ મા. કરમચંદ કાનજીને ખાતે તે વીજાપોરના પારખ લાખા ભીમાના જમે વેરા બાબત.

એ રીતે રોજને રોજ મંડાય છે ને તે ઉપરથી રોજમેલમાં નામું મંડાય છે.

## રોકડ મેલ.

રોકડ દેવું લેવું જે ચાલતું હોય અને તેનું જે નામું નીત્ય મંડાય તેને રોકડમેલ કહેવામાં આવેછે. તે નામું નીચેપ્રમાણે મંડાય છે.

ઉ———

૨૫ રૂપીયા પચીસ સિપાઈ ગીગા બાવનને સપટેમ્બર તથા અકટોમ્બર માસના પગારના.

૫૦ રૂપીયા પચાસ સા. કલ્યાણજી ખેતશીને સાંતલપોર ગામના તલાટીના માસ ૩ ના પગારના.

૭૫

૫૦૦ રૂપીયા પાનસો તલાટીના વેરા ખાતે જમા. તે નારણજી ખીમજીએ વેરાના ભર્યા તે.

૫૦૦

તા. ૩૧ સપટેમ્બર સન ૧૮૮૯

| | |
|---|---|
| ૪૨૫ સીલક રોજ ગુદસ્તા. | ૫૦૦ ટંકસાલે ભરણું કર્યું તે રોકડા હા. જમાદાર ફકરદીન. |
| ૨૦૦ માધવજી નાગજીએ કદવારના વેરાના ભર્યા તે. | ૩૦ પાદરડીના તલાટી ખીમજીના પગાર માસ ૨ ના. |
| ૬૨૫ | ૫૩૦ |
| | ૯૫ સીલક. |

તા. ૧ અકટોમ્બર સન ૧૮૮૯

| જ | ઉ |
|---|---|
| ૯૫ સીલક રોજ ગુદસ્તા. | |

## ખાતાવહી.

રોજમેલ દનીયાનું સાંકળીયું તેને ખાતાવહી કહેવામાં આવેછે. એટલે રોજમેલ અને દનીયામાં જેટલાં ખાતાં હોય તેટલાં ખતાવહીમાં પાડવાં. રોજમેલમાં જે રકમ ખાતેપાર લખાએલી હોય તે ખાતાવહીમાં સહુ સહુને ખાતે લખવી અને જમેપાર જે રકમ હોય તે જમેપાર ખાતાવહીમાં લખવી. ખાતાવહી રાખવાનું કારણ એહવું છે કે મોટા ચોપડામાંથી જથાબંધ પાના છતાં તેનું નામું જોવું હોય તે ખાતાવહી ઉપરથી તરત નીકળી શકેછે. કેમકે ખાતાવહીમાં રોજમેલનું પાનું દરેક રકમે મંડાય છે તેથી જ્યાં રોજમેલ કે દનીયું હોય છે ત્યાં અવશ્ય ખાતાવહી રાખવામાં આવેછે. તે ખાતાવહી નીચેપ્રમાણે મંડાય છે.

| સાધુલાલ માધુલાલનું ખાતું. | | કચરા પ્રેમજીનું ખાતું. | |
|---|---|---|---|
| જ | ઉ | જ | ઉ |
| ૧૦૦ પા. ૨૫ | ૧૦૦ પા. ૩ | ૨૫ પા. ૩૧ | ૨૫ પા. ૪૧ |
| ૨૦૦ પા. ૨૧ | ૩૦૦ પા. ૨ | ૨૫ પા. ૪૫ | ૨૫ પા. ૫૬ |

ઉપર પ્રમાણે દરેક આસામી કે જેના ખાતાનો સંબંધ રોજમેલમાં હોય તેનેમાટે ઉપર પ્રમાણે ખાતાવહીમાં ખાતાં પાડવામાં આવે છે. કે જે ઉપરથી કોની પાસે શું લેણ દેણ છે તે તુરત માલુમપડી આવે છે. માટે ખાતાવહી હમેશાં તપાસતાં રહેવું અને રોજમેલ ઉપરથી ખતવણું નીત્ય કરાવવું. એ બાબત બહુ અગત્યની સમજવી.

## બેઠું ખાતું.

બેઠુંખાતું એટલામાટે રાખવું પડે છે કે આવરો ખાતાવહી જોયા શીવાય નામું જોવા જરૂર પડે તો તે બેઠા ખાતામાંથી નીકળી શકે છે.

એહું ખાતું નીચેપ્રમાણે મંડાય છે.

જ ———————————— ઉ ————————————

૦ ૦ ૦ ાાાઉ જુનાગઢના સા ઓતમચંદ ખુસાલનું ખાતું.

સંવત્ ૧૯૪૮

જ ———————————— ઉ ————————————

| જ | ઉ |
|---|---|
| ૧૦૦ રોકડા ટંકસાલે ભર્યા તે હા. પરબત ધના. | ૧૦૦ આખળાસના કરસનના રણુના વીઘા ૫ ની વીઘોટીના લીધા તે રૂ. ૨૦ લેખે. માહાવદ ૧૧ |
| ૬૦ બાકી લેણા. | ૪ આંબાના. |
| | ૨ ગુંદાના. |
| | ૨૪ મકાઈના. |
| | ૩૦ ઓળીઆના. |
| ૧૬૦ | ૧૬૦ |

ઉપરના નમુના મુજબ એઠાં ખાતાં લખવામાં આવે છે એપ્રમાણે રોજમેલ દનીયું રોકડમેલ તથા "એહું ખાતું" વિગેરે નામાં લખવાની પદ્ધતી છે માટે સહુ કોઈએ નામું રાખવા ધ્યાનમાં રાખવું.

## ગામના રેવન્યુ પટેલની કામગીરી.

૧ દરેક નાને મોટે ગામે એક એક રેવન્યુ પટેલ હોય છે, ગામસંબંધી કુલ જવાબદારી તેમના ઉપર રાખેલી છે અને નોકરીના બદાલામાં રેવન્યુ પટલોને પળતર કરી આપવામાં અવેછે.

૨ પળતમાં રોકડ પળે છે, જમીન પળે છે, ફૂકત વજે પળે છે, કોઈ કોઇને તો વેહવારો ને ઝાંપલીજ પળે છે, અર્થાત્ ગામ અને કામના પ્રમાણમાં પળતર કરી આ-

પવામાં આવેછે, ગામ કામ અને આબાદીના પ્રમાણ ઉપર સુરત રાખી રેવન્યુ પટેલોનું પળત કરી આપવું જોઇએ.

૩ બીજા પળત કરતાં ઉધડ રકમ બાંધી આપવી એ દરબારના હકમાં વધારે ફાયદા ભરેલું છે.

૪ કોઈ ગામના રેવન્યુ પટેલની ફરી નીમણુક કરવામાં આવે તે વખતે પ્રથમનો પટેલ જે હોય તેના વંશમાં બનતાં સુધી કરવી.

૫ રેવન્યુ પટેલનો દીકરો લાયક હોય તો તેને, દીકરાને અભાવે, તેના ભાઈભત્રીજામાંના કોઈ લાયક હોય તો તેને, અને ભાઈ ભત્રીજાને અભાવે કોઈ ગામનો સારો ખેડુત હોય તો તેને, એ પ્રમાણે અનુક્રમે ખાલી પડેલી જગો આપવી.

૬ ઉપર મુજબ ગોઠવણ કરવાનું કારણ એ છે કે, દરબારી અને રૈયતી બંને હકો સાચવવાનું જોખમ રેવન્યુ પટેલ ઉપર હોયછે. તો તે લોકો ગામના જુના સેઢા સીમાડા સંબંધી, ગીરાસીયા, જીવાઈદાર, અને પસાયતાના હકો સંબંધી જુના વાકેફગાર હોય અને તેના સહવાસમાં આવેલા તેના દીકરા, ભાઈ ભત્રીજા, વગેરે પણ ઘણે ભાગે વાકેફજ હોય તો, તેવા વાકેફગાર લોકોને જગો આપવાથી દરબારના હકમાં ઘણા ફાયદા થાયછે, અને દરબારી હક ઘણા સારી રીતે સચવાય છે.

હવે રેવન્યુ પટેલોનુંશું શું કામ છે તે જણાવું છઉં.

૧ ગામના દરેક ખેડુતો પોતપોતાના ખેતરમાં બરાબર ખેડ કરે છે કે નહિ ? તેનો તપાસ રાખવો ને જે ખેડુત સારી ખેડ ન કરતો હોય તેને સખત તાકીદ કરી સારી ખેડ કરાવવી. જે ખેડુત નબળી સ્થિતિનો હોય અથવા ખેડનાં પુરતાં સાધન વગરનો હોય તેવા ખેડુતની જમીન નવા ખેડુતોને

લાવી ખેડાવવી. નવા ખેડુતો કદાચ ન મળે તો ગામના માતબર ખેડુતને ખેડ કરવા સોંપી વ-વહીવટદાર મારફત બંદોબસ્ત કરાવવો, અર્થાત્ ગામમાં બનતાં સુધી પટેલે પોતાની કસુરથી જમીન પડતર રાખવી નહિ.

૨ કોઈ ખેડુતને નવો કુવો ગાળવો હોય અથા બાંધવો હોય તેને વહીવટદાર પાસે લઈ જવો. કુવો ગા-ળવાસંબંધી કે, બાંધવા સંબંધી બંદોબસ્ત થયા-બાદ તે કામ બરાબર થાયછે કે નહિ? તેનો છે-વટ સુધી તપાસ રાખી કરાર પ્રમાણે કામ પુરૂં કરાવવું.

૩ ગામના સીમાડા ઉપર સાંમા ગામવાળા અથવા ગામના મૂળ ગરાસીયા દરબારી ગામાયત જમીન ન દબાવે તેવો બંદોબસ્ત રાખવો.

૪ કોઈ ખેડુત નબળી હાલતમાં આવી જવાથી તેને નાણાની મદદ જોઈતી હોય તો વહીવટદાર પાસે લઈ જઈ તગાવી તરીકે નાણું અપાવવાં અને તે દરબારી નાણાં પાછાં તે ખેડુત પાસેથી વસુલ થાય તેવી ખાત્રી કરવી.

૫ સીમમાં મોલ વાઢવા લાયક થએથી ખેડુતને લાંણી પાડવામાટે વહીવટદાર પાસેથી રજા મંગાવવી. રજા આવી ગયેથી ખેડુતને મોલ કાપવા રજા આપવી રજા આપ્યા નંતર કોઈ ખેડુત દરબારી વજે આવ્યાસીવાય કાંઈ પણ મોલ પોતાને ઘેર ન લઈ જાય, તેવો બંદોબસ્ત રાખવો.

૬ તમાંમ ખેડુતનો માલ ખળાવાડમાં તૈયાર થએથી દરબારી વજે કાઢી જવા વહીવટદારને જાહેર કરવું.

૭ ગામમાં ખાતાંબંદી કે ઉઘડનો વહીવટ હોય તો દરેક ખેડુતપાસેથી તેનાં ખાતાનાં નાણાં વસુલ કરાવવા બંદોબસ્ત કરવો, ત્યાંસુધી માલની ગેરવ્યવસ્થા કોઈ ખેડુત ન કરી શકે તેવી કાળજી રાખવી.

૮ જે ખેડુત પોતાના ખાતાનાં નાણાં ભરી આપે તેનો માલ લઈ જવા છુટ આપવી.

૯ કિસ્ત પ્રમાણે નાણાં દરેક ખેડુત પાસેથી વહીવટ કરનારપાસે ભરાવવાં, કોઈ ખેડુત પોતાના ખાતાનાં પરભારાં નાણાં ભરી આવ્યો હોય અને તેમાં કંઈ રકમ બાકી ભરવી રહેલી હોય તે વસુલ લેવી.

૧૦ વસુલ આવેલી રકમનાં નાણાં વહીવટ કરનાર તરફ ભરી દેવાં.

૧૧ ભાગ બટાઈના વહીવટમાં ખળાં ભરાવવા લેવાવાસંબંધી કુલ કામમાં વહીવટ કરનાર સાથે સામેલ રહેવું, ખળાવાડમાંથી કોઈ ખેડુત માલ ચોરી લઈ ન જાય તેવો બંદોબસ્ત રાખવો.

૧૨ ખળાં ભરાઈ દરબારી વજે સાટાદારને ત્યાં શરત મુજબ પોહોંચાડવો. આ માલ ખેડુતના ગાડા મારફત પોહોંચાડવા સમજવું.

૧૩ ગામના કોઈ ખેડુત પાસે દરબારી લેણું હોય, અને તે ખેડુત ભાગી નાશી જવાની તૈયારીમાં હોય તો તુરત તેને નાશી જતાં પેહેલાં અટકાવવો, અને તેની પાસેથી દરબારી લેણાં નાણાં વસુલ કરવાં, બાદ તે ખબર વહિવટદારને તુરત આપવા.

૧૪ તેવા ખેડુત પોતાથી દરબારી નાણાં ન આપે તો

તેની મિલકત જપ્તીમાં લેવી, અને તે બાબત વહિવટદારને જાહેર કરીને હુકમ આપે તેમ કરવું.

૧૫ ગામમાં દરબારી મકાનો હોય તેને સારી રીતે સંભાળવાં, વખતા વખત ગાર માટી કરાવવી, વળાવી ચોળાવી સાફ રાખવાં, અને ટુંકામાં જેમ સાફ અને સારાં રહે તેમ કરવું.

૧૬ જુનાં દેવાલય હોય, કોઈ બાગ બગીચા હોય, તે તમામની બરાબર સંભાળગત રાખવી અને તે સંબંધીના ખબર વારંવાર વહિવટદારને આપવા.

૧૭ ગામના રસ્તાઓ અથવા ગામ નજીક રસ્તાઓ જે બરાબર હોય તે ખેડુતની કિંવા, ગામ લોકોની અંગ મેહેનતે દુરસ્ત કરાવવા.

૧૮ દરબારી મદદ જોઇએ તો વહિવટદાર પાસે જઈ સર્વ હકીકત જાહેર કરવી અને તેમની મદદ લેવી.

૧૯ કન્યા ચોરી, ઉભડવરો, પાંનચરાઈ, મસ્વાડી વગેરે પરચુરણ બાબત વસુલ લેવાની સર્વ જવાબદારી પટેલે પોતા ઉપર સમજવી.

૨૦ કોઈપણ રાજ્ય હકની બાબત ખેડુતને સમજાવી સુલેહ શાન્તીથી પાર પાડવી, દરેક ખેડુત પોતાના ખેતરમાં ખાતરનો ઉપયોગ બરાબર કરે તેવો બંદોબસ્ત રાખવો, દરેક ખેડુત જમીનના પ્રમાણમાં ખેડનાં પુરતાં સાધન રાખે તેવી સમજ આપવી. કોઈ ખેડુતપાસે બળદ, સાથી, વિગેરે પુરતાં સાધન ન હોય અને ખરે ખરાં નિર્બળ હોય તો તેની પાસેથી વધારાની જમીન વહીવટદારની પરવાનગી મેળવી નવા ખેડુતને, અગર ગામના માતબર ખેડુતને ખેડવા

સોંપવી. ખેડુત આપસ આપસમાં પરવાનગી-
વિના જમીન લે દે નહીં, તેવો બંદોબસ્ત રાખવો.

૨૧ ગામને તેમજ ખળાવાડને કાંટાની તેમજ થોરની
મજબુત વાડ કરાવવી.

૨૨ ખળાવાડમાં જે માલ પડેલો હોય તેની સંભાળ-
ગત હવાલદાર રાખે છે કે નહીં? તેની છુપી રીતે
દેખરેખ રાખવી, તેમજ હવાલદારની ખેડુત
સાથે ઘાલ મેલ હોય તો તુરત વહીવટદારને
જાહેર કરવું.

૨૩ તમાકુ તથા ચીભડાંના વાડાનો હિમાણ બરાબર
રાખવો, અને વહીવટદાર ખળાં ભરવા આવે
ત્યારે તેનીપાસે રજુ કરવો.

૨૪ ખેડુતને સેઢા સીમાડાની તકરારપડે ત્યારે વચ્ચે
રહી તેનું સમાધાન કરવું, અને ન માને તો વ-
હીવટદારને જાહેર કરી તેમના તરફથી જેવો
હુકમ આવે તેપ્રમાણે અમલ કરવો; તેમાં કોઈ
ખેડુતની પક્ષપાત રાખવી નહીં.

૨૫ ગામ અને સીમમાં જે પ્રકારે દરબારી ઉત્પન્ન વ-
ધતું હોય તે તે પ્રમાણે વધારવા કાળજી રાખ
વી. તેવું ઉત્પન્ન વહીવટદારની સંમન્તી પ્રમાણે
વધારતાં જવું.

૨૬ વહીવટદાર ગામની વસુલાત કરવા આવે ત્યારે,
રજુ વાતમાં રહી કોઈ પણ નાની, મોટી, વસુ-
લાત જેવી બાબત રહી ન જાય તે બાબત પાકી
કાળજી રાખવી. અને જેમ જેમ બાબત યાદ
આવતી જાય તેમ તેમ વહીવટદાર પાસે જાહેર
કરતા રહેવું.

૨૭ કોઈ ખેડુત કે વેપારી, સરકારી દુકાન, ખોરડાં, કોડ, વાડા, કે જમીન વેચે નહિ કિંવા ગીરો મુકે નહિ, તેમ બીજો કોઈ દબાવે તે વખતે આંખ આડા કાંન કરે નહિ, એ બાબત બરાબર દેખરેખ રાખવી.

૨૮ કોઈ પણ ગામની રૈયત ખોરડું, દુકાન, ડેલો કે વાડો પરવાનગી વિના કરે નહિ તેમ પરવાનગી લઈ કરે તો ઠરાવ શિવાય, જમીન દબાવા દે નહિ, તેમ પટેલે તપાસ રાખવો.

૨૯ ગામ ઝાંપલીનો ઉપાડ વ્યાજબી કરે તેવો બંદોબસ્ત રાખવો. ઉપાડ કરતી વખત ચાર માતબર ખેડુતને રજુ રાખવા, સરકારી અમલદારની ખોટી ખુશામત કરી ઝાંપલી ખાતે કાંઈ ઉપાડ કરવો નહિ. તેમજ પોતાના મેમાન આવે તેને માટે પણ ઝાંપલી ખાતે ઉપાડ કરવો નહિ. તલાટી સાથે રજુ રહી ઝાંપલીનું નામું બરાબર કરવું, નામું કરતી વખતે ચાર માતબર ખેડુતને પાસે રાખવા, આંકડો મુકરર થાય એટલે શાંતીવાર બરાબર ફોળવવો.

૩૦ આ કામમાં બીલકુલ ઘાલમેલ નહિ કરતાં ગામમાં કોઈ મેમાન આવે અગર સરકારી અમલદાર આવે ત્યારે તુરત તેની પાસે જાવું, અદબ અદાબથી વાત કરવી, જ્યાંસુધી ગામમાં રહે, ત્યાંસુધી હાજર બાશી બરાબર રાખવી, દરબારના ઠરાવ પ્રમાણે બરદાસ કરવી.

ઉપર પ્રમાણે રેવન્યુ પટેલનું ખાસ કામ છે, તો તે પ્રમાણે પોતાની ખાસ ફરજ સમજી કરવું જોઇએ, અને વહીવટદારોએ પણ તેજ પ્રમાણે કામ રેવન્યુ પટેલો પાસેથી લેવું જોઇએ, તો

તેનું પરિણામ એ આવે છે કે, દરબારી હકો બરાબર સચવાય, ગામના ઉત્પન્નમાં વધારો થાય, ગામમાં સુલેહ શાંતિ બરાબર જળવાય, ઉપરી અધિકારીને કામ કરવાની ઉત્તરોત્તર ઓછી તસ્દિ પડે, અને સેઢાસીમાડા વિગેરેની, તેમજ દરબારી માલ સાચવવા વિગેરે, તમામ બાબતની ફિકર ઓછી થતાં ગામનું કામ ઘણુંજ સારી રીતે ચાલી શકે, તેટલા માટે ઉપરના ધોરણપ્રમાણે રેવન્યુ પટેલથી કામ લેવું.

## ચોપટીયાના કામ બાબત.

૧ દરેક નાને ગામે ૧ અને મોટે ગામે ૨ ચોપટીયા રેવન્યુ પટેલની મદદમાં કામ કરવા ખેડુત વર્ગના મુકરર કરવાનું ખાસ કામ એ છે કે, રેવન્યુ પટેલની કામગારી જે જે બતાવી છે તે તમામ કામમાં એ ચોપટીયાઓની માહેત ગારી પુરી રીતે હોવી જોઇએ. તે એટલે સુધી કે રેવન્યુ પટેલની "ગેર" હાજરીમાં ગામનું તમામ કામ સારી રીતે કરી શકે અને પટેલની ગેરહાજરી સંબંધી કશી અડચણ આવવા દે નહીં. એટલામાટે ગામના દરેક ખેડુત વર્ગમાના બે સારા ખેડુ ઉમરે પુખ્તર, સ્વભાવે ભલા, નિતીવાલા, સરકાર અને રૈયત વચ્ચેના હક બરાબર જાળવી શકે તેવા સમદૃષ્ટિવાળા, સારી સમજણવાળા, જે હોય તેને દરેક ગામે મુકરર કરી રાખવા.

૨ આ ગોઠવણ થવાથી ગામાયત કામ સુલેહ શાન્તિથી સારી રીતે ચાલી શકે છે. માટે આ ગોઠવણ દરેક ગામે કરવી.

૩ આ ચોપટીયાઓને નોકરીના બદલામાં વેઠવારો અને ઝાંપલીનું પળત કરી આપવું.

## તીજુરી બાબત.

૧ દરેક માહાલમાં એક એક તીજુરી રાખવી. અને તેનું ઉપરીપણું તે તે માંહાલના વહીવટદારનું રાખવું.

૨ વહીવટદારની ગેરહાજરીમાં ડીપ્યુટી વહીવટદાર યાને દફ્તરી જે માહાલમાં હાજર હોય તેનું ઉપરીપણું રાખવું.

૩ તીજુરી સંબંધી સઘળું જોખમ તીજુરી કારકુન અને ઉપર લખ્યા અધીકારી માના કોઇ પણ જે વખતે જેના તાબામાં તીજુરી હશે તેના ઉપર રાખી શકાશે.

૪ તીજુરી સંબંધી વખતા વખત પુરી દેખરેખ ન રાખવાથી કિંવા સિલક વારમવાર ન તપાસી લેવાથી જે કમી જાસ્તી થશે તેની જવાબદારી ઉપરના કોઈપણ અધીકારી ઉપર એટલે જે વખતે જેના તાબામાં તીજુરી હશે તેના ઉપર રહેશે.

૫ તીજુરીમાં ભરણું થવા જે અવેજ આવે તે પારખે પરખીને ગણી લેવો.

૬ રૂપીયા કોરી રાલ પૂદીયાં દોકડા વિગેરે જે મુલકના ચલણનું નાણું આવે તે જુદા જુદા નાણાંના જુદા જુદા ટોડા એક સરખા કરવા. સો સો રૂપીયાનો, હજાર હજાર રૂપીયાનો એમ ટોડા કરવા. એ પોતાના વીચાર ઉપર રહેલું છે, પરંતુ સરખા ટોડા કરવા એ ફરજની બાબત છે.

૭ જે ટોડામાં જેટલાં નાણાં હોય તેનો આંકડો એક ચીઠીમાં લખી તે ચીઠી તે ટોડાની કોથળીમાં નાખવી અને તે ટોડા મુખ્ય અધીકારીની રૂબરૂ બંધ કરી તે ઉપર શીલ મારવી.

૮ ટોડામાં ગણુતાં ખોટ આવે તો ગણુનારને જોખમદાર ગણુવો જોઈએ. અને ખોટું નાણું હોય તો પારખને જોખમદાર ગણુવો જોઈએ કેમ કે ખોટ ન આવે તેમ

ગણુવા ગણુનારની, અને ખોટું નાણું ન લેવા પારેખની ફરજ રહેલી છે.

૯ એક દીવસમાં ભરણું થાવાનો અવેજ પારખી યાને ગણી ન શકાય તો બાકીનો અવેજ એક કોથળીમાં લાવનાર રૂબરૂ ગણી કોથળીમાં નાંખી અવેજનો જે આંકડો હોય તેની એક ચીઠી લાવનારના હાથની અંદર નાખી શીલ કરવી. બીજે દિવસ જે આસામી ભરવા આવેલ હોય તેને બોલાવી તેના રૂબરૂ શીલ તોડી અવેજ ગણી પરખી તીજુરીમાં મુકવો.

૧૦ એક આસામીનો અવેજ પુરો ગણી લીધા શીવાય વચમાં બીજાનો બીલકુલ ગણવો નહિ.

૧૧ આવેલો અવેજ પરખી ગણી લઈ તરત ભરનારને પહોંચ આપવી. અવેજ યોગ્ય ખાતામાં જમા કરવો.

૧૨ પહોંચ પારેખે તથા તીજુરી કારકુને લખી પોતાની સહી કરી મુખ્ય અધિકારીને આપવી, એટલે તેણે તેમાં પોતાની સહી કરી અવેજ ભરનારને તે પહોંચ દેવી.

૧૩ દરેક ટોડા મજબુત પેટીમાં મુકી, ઘણાં મજબુત તાલાં મારવાં અને તીજુરીની ઓરડીને પણ બે તાલાં મજબુત મારવાં. પેટી અને તીજુરીને બે બે કુંચી રાખવી તે એક પારેખ પાસે અને બીજી મુખ્ય અધિકારી પાસે રાખવી.

૧૪ જુદી કોથળી યાને પેટીમાં દરરોજ જોઈતી નાણાંની રકમ રાખવી. તીજુરી બંધ કરતી વખત પેટી યાને કોથળી જુદી રાખી હોય તેને સીલ મારવી. જુદી કાઢેલી રકમનો નોંધ જુદો રાખવો. જે નાણું કાઢવામાં આવે તે દરરોજ તે નોંધમાં મુખ્ય અધિકારીએ હાથે લખવું, અને તે નોંધ તીજુરી હાફીસરે પોતાપાસે રાખવો.

૧૫ તીજુરીનો બંદોબસ્ત બરાબર રાખવો, પહેરો બરાબર

છે કે નહિ તેની પુરી દેખરેખ રાતદિવસ રાખવા ફીકર રાખવી. કોઈની ગફલત માલુમ પડે તો તુરત ઉપાય લેવા.

૧૬ તીજુરીની સીલ વિગેરે બંદોબસ્ત સારો રહેવા બદલ પહેરાના મુખ્ય અમલદારે તીજુરી હાકીસરને દરરોજ વરધી આપવી.

૧૭ તીજુરી ઉપર પહેરો કયા કયા સીપાઇએ ભર્યો તે લખીને પહેરાના અમલદારે તીજુરી હાકીસરને આપવું જોઇએ.

૧૮ પેટીને, અગર તીજુરીને, અગર ભોંયરાના બારને જે તાલાં માર્યા હોય તે તાલાં ઉપર ચીઠી મારવી ને તેમાં જેટલાં નાણું હોય તેટલાં નાણું તેમાં છે તે બદલ ચીઠી ચોડી આંકડા લખવા.

૧૯ તીજુરી હાકીસરે તીજુરીમાંના અવેજની ખાત્રી કર્યા પછે દરરોજ રોજમેલ ઉપર સહી કરવી.

૨૦ તીજુરી તપાસતી વખત ઘણીજ ફીકર રાખવાની જરૂર છે. જેમાં કેટલીક અગત્યની ફરજ રહેલી છે તે જણાવું છઉં.

૧ કેટલાં માણસ તીજુરી તપાસતાં પાસે રાખવાં તે તીજુરી હાકીસરની મરજી ઉપર છે.

૨ પાસે રાખેલા માણસ પાસે ખાનગી નાણું રહેવા ન દેવું. તેમ તે વાત પ્રથમ તપાસી લેવી.

૩ નાણું એક બીજાને બદલે ન ગણાય જાય તેવી કાળજી રાખવી.

૪ ગણેલાં અને ન ગણેલાં નાણું જુદાં રાખવાં ને તે ભેલસેલ થાવા ન પામે તેમ મુકવાં.

૨૧ ભરણાસારૂ આવેલો અવેજ સીલકમાં ન ગણાયો હોય તે ગણતરીમાં આવવો ન જોઇએ.

૨૨ સીલક જુદી જુદી જાતની હોય તો તે જુદી જુદી રાખવી. પછે તપાસ કરવો.

૨૩ તીજુરીની તપાસણી સ્ટાંપ કાગલોની, નોટોની હુંડીની, મુદામાલ અથવા ડેકસ્ટોકી સામાનમાં કીમતી માલની, અફીણની, સીલકની, સરવીસ ટીકેટની એ રીતે દરેક તપાસણી ઉપર પ્રમાણે કરવી.

૨૪ તીજુરી તપાસતાં કાંઈ કમી જાસ્તી સીલક માલુમ પડે તો તરત તેણે ઉપરી અધીકારી તરફ સઘળી હકીકત લખી રીપોટથી જાહેર કરવું.

૨૫ સરકારી કીમતી સામાન યાને તીજુરીમાં કાંઈ પણ ચોરી યાને ગરબડ થાય કે તરત ઉપરી અમલદારને અને ખુદ દીવાન, તેમજ હજુરમાં તાબડતોબ જાહેર કરવું.

૨૬ રેવન્યુ કેમીસનરે મુખ્ય દીવાનને અને મુખ્ય દીવાને દરબાર શ્રીના હજુરમાં આવી હકીકત તુરત જાહેર કરવી.

૨૭ તીજુરીમાં વધેલી રકમ અનામત જમા કરવી ને ઘટી હોય તો કસુરવાન પાસેથી લઈ બરાબર સીલક કરવી. કસુરવાન તરત માલુમ ન પડે કિંવા માલુમ પડ્યા છતાં નાણાં ન ભરી શકે તો બનેલી તપસીલ લખવી અને કસુરવાનને શોધી કહાડી તેના પાસેથી ત્રુટની રકમ લેવી અને એ બાબત સઘળી હકીકત ઉપરી અમલદારને જાહેર કરી ત્યાંથી જેમ હુકમ આવે તેમ કરવું.

૨૮ ખરચ જેટલી રકમ રાખી બાકીનાં નાણાં ઉપરી અમલદાર મારફત હજુર તીજુરીમાં પરવાનગી મેળવી ભરણું કરવા મોકલી દેવાં. હજુર તીજુરીમાં મોકલવાનાં નાણાં સીલબંધ ટોડા કરી મોકલી દેવાં અને તેની ચોકી માટે સારા ભરોસાના શીપાઇઓ જમાદારની સાથે આપવા, ને પારેખ પણ સાથે મોકલવો.

૨૯ જે ટોડા મોકલવાના તે મુખ્ય જાપતાના અમલદારને સોપી તે ટોડા તેના સ્વાધીનમાં થયા બદલ તેની પહોંચ લેવી. અને જે ઉપરી અધીકારી તરફ એ નાણાં મોકલવાનાં હોય તેને કેટલો અવેજ કોની સાથે કયારે રવાના કર્યો અને કયારે પહોંચશે તે તાત્કાલીક તેટલી ખબર લખી મોકલવી.

૩૦ હજુર તીજુરીમાં અવેજ પહોંચેથી ટોડા ગણી લઈ તરત જાપતાના અમલદારને પહોંચ દેવી. તે પહેલાં સીલ અને શીવણ તપાસી લેવાં. આવેલી રકમ બરોબર હોવાની ખાત્રી કર્યા વગર પહોંચ ન દેવી. તેમ ખાત્રી કર્યા પછે પહોંચ દેવામાં જરા પણ વીલંબ ન કરવી તુરત આપવી.

૩૧ એક તીજુરીમાંથી બીજી તીજુરીમાં નાણાં મોકલવાનો હુકમ આપવા રેવન્યુ કમીશનર મુખતીયાર છે.

૩૨ દર મહીનાની પહેલી તારીખે જે રીપોર્ટ થાય તેનો દાખલો વહીવટદારે પોતાની કચેરીમાં બરાબર રાખવો.

૩૩ તીજુરીમાંથી નાણાં આપતાં પહેલાં નીચે પ્રમાણે ખાત્રી કરવી.

૧ યોગ્ય અધીકારીનો હુકમ આવેલો છે કે કેમ.

૨ હુકમમાં કેટલા પૈસા આપવા પરવાનગી છે.

૩ પરવાનગી કેવા પ્રકારની છે.

૪ હુકમમાં જે માણુસને પૈસા આપવા ફરમાવેલ છે તેજ માણુસ છે કે કેમ.

૫ નાણાં આપવામાં કાંઈ સરકયુલર હુકમ વિગેરેની અડચણુ છે કે કેમ.

૩૪ એ તપાસ કરે હરકત ન હોય તો નાણાં દેવાં, ને પહોંચ લેવી અને પોતાની સહી કરવી.

૩૫ નાણું લેનારે પહોંચ આપ્યા પછે તેની કસી તકરાર સાં-ભળવી નહીં.

૩૬ તીજુરીની જગોમાં યોગ્ય અધીકારીની પરવાનગી વિના કોઇએ જાવું નહીં.

૩૭ તીજુરીનું કામ તીજુરી કારકુન પાસેથીજ લેવું. બીજા સખસથી લેવું પડે તો યોગ્ય રકમના જામીન લેવા.

૩૮ તીજુરી રજાને દીવસે બંધ રાખવી અને એ સીવાય નીત્ય સહવારના ૧૧ થી સાંજના ૪ બજા સુધી ખુલી રાખવી. એ પછે બંધ કરી, શીલકનો મેળ બ-રાબર લઈ સાંજના ૬ બજે બંધ કરવી.

૩૯ તીજુરી અમલદારની બદલી વખતે તમામ સીલકની અને એ સંબંધી કાગલ પત્ર દાખલા ચોપડા ચોપ-ડીની યાદી કરી તેમાં પોતાની સહી કરવી અને તે યાદી પ્રમાણે ચાર્જ લેનારે શીલક અને બીજી વસ્તુ તપાસી લઇ તયાર કરેલી યાદીમાં સહી કરવી. તે યાદી ઉપરી અમલદાર પાસે મોકલવી ને તેની બે નકલ કરી તેમાં બનેએ સહી કરી એક એક નકલ પોતા પાસે રાખવી.

૪૦ શીલક બરાબર હોવા બદલ ખાત્રી કરી આપી છે તથા લીધી છે એહવા શહેરા હરેક રોજમેલ ઉપર લખી તેમાં સહી કરવી.

૪૧ નાણું ખોટું અથવા મહોર ફેર જણાય તો કટકા કરવા. ખોટું માલુમ પડે તો જેનું તેને આપી સાચું નાણું લેવું.

૪૨ ના ચાલતું નાણું તીજુરીમાં જુદું રાખવું. અને તેને ડેડ-સ્ટાકી સામાનનો એક ભાગ ગણવો.

ઉપર પ્રમાણે તીજુરી સંબંધી વ્યવસ્તા ચલાવવી કીંવા ગોઠ-વણ કરવી મુનાસબ છે.

## વીઘોટી અને ભાગ બટાઇના વહીવટ વિષે.

૧ ભાગ બટાઈ અને વીઘોટી એ બે જુદા જુદા વહીવટો આપણા દેશમાં ઘણે ભાગે ચાલેછે તે બેમાંથી કહ્યો વહીવટ ફાયદા ભરેલો છે તે બાબત જાણવા જેવી છે.

૨ વીઘોટીના વહીવટથી કેટલા એક ફાયદાઓ રહ્યા છે ને કેટલાક ગેરફાયદા રહ્યા છે. તેવીજ રીતે ભાગ બટાઈના લેવાણુમાટે પણ હાની લાભ બને રહેલ છે. તેથી હવે પ્રથમ વીઘોટીના વહીવટથી જે ફાયદા રહેલા છે તે જણાવું છઉં.

૧ વીઘોટીના લેવાણમાં ખેડુ સ્વતંત્ર છે તેથી જ્યારે માલ તયાર થાયછે ત્યારે તુરત તે પોતાની સ્વતંત્રતાથી તેનો ઉપયોગ કરી શકેછે.

૨ અનાજના સારા ભાવ હોય તો તે પોતાનો માલ સારે ભાવે વેચી ઉંચા ભાવનો લાભ લઈ શકેછે.

૩ પોતાનો માલ બગડવા કે ચોરાવા દેતા નથી.

૪ પોતાના કામથી વેલાસર ફારકત થઈ પાછી પોતાની જમીન ખેડવાના કામમાં સારી રીતે મંડ્યા રહેછે.

૫ પોતાના ખેતરમાં વધારે મહેનત કરવાથી કિંવા સારા ખાતરનો ઉપયોગ કરવાથી જે વધારે ઉત્પન્ન થાયછે તેનો ઉપયોગ, ખેડુ પોતેજ સ્વતંત્ર રીતે લઈ શકેછે. અને દરબારનો મહેસુલ જે વીઘોટીનો દર મુકરર થએલો હોય તેટલોજ માત્ર તેમાંથી આપેછે.

૬ પોતાની જમીન ઘણીજ સારી રીતે કામેલ રાખેછે.

૭ વીઘોટી દેવી પડશે આ દેશથી ખેડુત ઘણોજ ઉદ્યોગી રહેછે.

૮ સારો પાક થાવાને માટે ચોખાં બીજની વાવણી કરેછે.

૯ ખેડુત આળસુ રહી પોતાના ખેતરમાં ઉત્પન્ન કરે અગર ન કરે અથવા પડતર રાખી માત્ર ઘાંસજ ઉત્પન્ન કરે તોપણ દરબારને મહેસુલ કમતી આવતું નથી.

૧૦ ખેડુની ગફલતથી અથવા બે ફીકરાઈથી આળસથી અથવા કુદરતથી ખેડુતની ઉપજને નુખસાંન લાગે છે તોપણ દરબારી મેહસુલ આવવામાં કાંઈ નુકસાંની થતી નથી.

૧૧ ખેડુ પટેલ હવાલદાર વહીવટ કરનારમાંના કોઈની દાનત કદાચ સારી ન હોય ને દરબારી મહેસુલમાં પોતાનો સ્વાર્થ સાંધવામાટે નુકસાંન કરવા ધારે તો તેટલું પણ આ વીઘોટીના લેવાણથી કોઈ કાંઈ કરી શકતા નથી.

ઉપરના એકંદર ફાયદા શીવાય પણ બીજા કેટલાક ફાયદા રહ્યા છે તે સાથે વીઘોટીના વહીવટથી જે હાની રહેલી છે તે પણ આ જગે જણાવું છઉં.

૧ જ્યારે નબલું વરસ આવે છે ત્યારે કેટલાએક ખેડુતને ઘણુંજ કમી ઉત્પન્ન આવે છે તેવે વખતે વીઘોટીની રકમ ભરવા ખેડુ અશક્ત હોવાથી તેને ઘણું ભારે પડે છે. અને કેટલાએક ખેડુ લોકો વીઘોટીની રકમ ભરવા બીલકુલ પહોંચી શકતા નથી. આવે વખતે ફરજ પાડીને જો "તે" નાણાં વસુલ લેવામાં આવે તો તે ખેડુત લાચારીને તાબે થઈ પોતાના બળદ ગાડાં ઢોર ઈત્યાદી પોતાની મીલકત કોઈ વેપારીને ત્યાં ઓછે ભાવે માંડી વીઘોટીની રકમ દરબારમાં ભરે છે. આમ ઉપરા ઉપર ખેડુતને માર લાગે તો ખેડુત તદન તુટી જાય છે અને બીજી

બાજુ જો વીઘોટીનાં નાણાં રહેમ કરી લેવામાં આવે અગર ઓછાં લેવામાં આવે તો મુકાણુ કરેલ જેટલાં નાણાંનું દરબારને ઉત્પન્નમાં નુકસાન વેઠવું પડે છે.

૨ નબલાં વરસને લઈ ઉપર પ્રમાણે દરબારને નુકસાન સોસવું પડે પણ સારૂં વરસ ગમે તેવું થયું હોય તો પણ તેનો ફાયદો દરબારને કાંઈ મલી શકતો નથી. એટલે એવી રીતે કે એક ખેડુત પાસેથી વીઘોટીનો દર વરસ એકે રૂ. ૨૦૦ લેવાયછે તેને બદલે ચારસો રૂપીયા લઈ શકવા જેટલી જથાબંધ પેદાસ ખેડુતને થઈ પડે તો પણ બંધાયેલી રકમ રૂ. ૨૦૦ કરતાં એક રૂપીયો પણ દરબાર લઈ શકે નહિ, એ પણ એક જાતનું દરબારનું નુકસાન છે.

૩ વીઘોટીના લેવાણમાં ખેડુતો ઘણે ભાગે કીસ્તનાં નાણાં વેપારીને ત્યાંથી લઇને દરબારમાં ભરેછે તે પહેલાં વેપારીને ત્યાં ખેડુ લોકો ઓછે ભાવે પોતાનો માલ માંડે છે. જો ખેડુતને સારે સારૂં ઉત્પન્ન આવ્યા કરે તો સારો વહેવાર ચાલે; પરંતુ ઉપરા ઉપર નબલાં વરસ જો કદાચ આવ્યાં તો પોતાનું ગુજરાન ચલાવવામાટે અને દરબારની વીઘોટી ભરવાને વેપારીને ત્યાંથી સામટો ઉપાડ થવાને-લીધે મોટા કરજના બોજા નીચે દબાઈ જવાથી બીચારા ખેડુત લોકો લાચારીને તાબે થઈ પોતા હથુકી જમીન વેપારીને ત્યાં ગીરો મુકે છે, એ પણ એક ખેડુતની સ્થિતી ત્રુટી જવાસંબંધી નુકશાની છે.

૪ જમીનના મગદુર પ્રમાણે આગળના વરસોની ઉપજની સરાસરી ગણી વીઘોટી લેવાની રકમ મુકરર થાય છે તેમાં નબલી જમીનમાં સારી ખેડ આગલાં વરસોમાં થઈ હોય અને ખાતર પણ સારી રીતે તેમાં નખાણું હોય તો તે જમીનનું ઉત્પન્ન તે વરસોમાં સારૂં થયેલું હોય એ તો સ્વાભાવિક છે. તેના ઉપર જો સુરત રાખી

વીઘોટીનો દર બાંધવામાં આવે તો પાછળથી તેવા ખેડુતની ખેડ નબલી પડ્યાથી તેમજ ખાતરનો ઉપયોગ બરાબર ન થાવાથી ઉત્પન્ન સારૂં થાય નહિ છતાં વીઘોટીનો દર જે બંધાયો હોય તેજ આપવો પડે તો પરીણામે તેવી જમીનવાળા ખેડુઓ ત્રુટી જાયછે.

૫ વીઘોટી બંધાયા પહેલાં સારી જમીન છતાં કદાચ ખેડુતની પોતાની નબળાઈથી ખેડ સાધારણ કરી હોય ખાતર વિગેરેનો કાંઈ ઉપાયોગજ કર્યો ન હોય ને સારી જમીન છતાં ઉત્પન્ન ઘણું કમતી આવતું હોય તો તેવી જમીન માટે પાછલા વરસોની ઉપજની સરાસરી ગણી વીઘોટી બાંધવામાં આવે તો તે રકમ ઘણી ઓછી બાંધવામાં આવે એમ આપણે પણ જાણી શકશું. અને પાછળથી વીઘોટી બંધાઈ રહ્યા બાદ ખેડુત જમીન સારી રીતે ખેડે, ખેડ સારી રીતે કરે તો મુળથીજ સારી જમીન હોઈને ઉત્પન્ન પણ વધારે થાય તો તેમ થવાથી તેવી જમીનવાળા ખેડુઓને ઘણો ફાયદો થાયછે, તેટલીજ તેવી જમીનના માટે દરબારના હકમાં હાની ગણવામાં આવે છે

એ રીતે વીઘોટીના લેવાણમાં ખેડુત અને દરબારને હાની લાભ રહેલા છે તોપણ મુદ્દે જમીન સારી હોય તે જમીન ખેડનારા ખેડુતો કણબી વિગેરે કોમના સારી ખેડ કરનારા હોય તેઓની પઈસા સંબંધીની અને તેઓના વહેવાર સંબંધીની હાલત સારી હોય અને તે ભાગના વેપારીઓ પણ સારા આબરૂદાર પૈસાવાળા હોય અને જમીનના મગદુર પ્રમાણે વીઘોટી બાંધવામાં આવે તો ત્યાં વીઘોટીનો વહીવટ દરબારના હકમાં ઘણો ફાયદા ભરેલો છે. ઉપર પ્રમાણે જેવી રીતે વીઘોટીના લેવાણથી લાભ હાની રહેલી છે તેવીજ રીતે ભાગ બટાઈના વહીવટમાં પણ તે હાની લાભ દેખાય છે તે આ પ્રસંગે ગણાવું છઉં.

૧ વીઘોટીનો દર પાછલા અમુક વરસની સરાસરી ગણી, જ-

મીનના મગદુર માફક બંધાય છે તેમાં હલકી ઉંચીના-
માટે જે હાની લાભ ઉપરની કલમ ૪ માં બતા-
વેલ છે તે આ ભાગ બટાઈના વહીવટમાં ખેડુતને સો-
સવાં પડતાં નથી.

૨ નબળું વરસ હોય અને તેથી ખેડુતને કદાચીત નબળી ઉ-
પજ થાય તોપણ વીઘોટીના લેવાણમાં ખેડુ પાસેથી
રકમનાં નાણાં પુરેપુરાં લેવાય છે. ખેડુત નબળી હા-
લતનો હોય તોપણ વીઘોટીની રકમ વેપારીને ત્યાંથી
લઈ ભરેછે એવે પ્રસંગે વેપારી વ્યાજ વટાવ વિગેરેમાં
ખેડુતને ઘણું નુકસાન પુગાડે છે. તેવી રીતે ભાગ બટા-
ઈના લેવાણમાં ખેડુતને ખમવું પડતું નથી. જે વખતે
જે ઉત્પન્ન આવેછે તેમાંથી ઠરાવપ્રમાણે વજે આપેછે.

૩ વીઘોટીનાં નાણાં કીસ્તસર ખેડુતને ભરવાં પડેછે. એવે
પ્રસંગે ખેડુતો પોતાનો માલ પ્રથમથી વેપારીને ત્યાં
વેચાણ કરેછે તે માલ ખેડુતને દરકારી જાણી માલના
ભાવ કરતાં વેપારીઓ ઓછો ભાવ આપી માંડેછે તેથી
ખેડુતને નુકસાન જાય છે, તેટલુંજ નહીં પણ તે વખતે
જે ભાવ હોય તેના કરતાં પૂરી વધારે ભાવ માલ આ-
પતી વખતે ચડ્યો હોય તો તેટલું વધારે નુકસાન ખેડુ-
તને લાગેછે. તેવી જાતનું કાંઈ નુકસાન ભાગ બટાઈના
લેવાણમાં ખેડુતને લાગતું નથી.

૪ ખેડુત જમીન ખેડે કે પડતર રાખે પાક ઉત્પન્ન કરે અ-
થવા ન કરે તોપણ તેની પાસેથી જે વીઘોટીનો દર
મુકરર કરેલ હોય તેજ લેવાય છે. તેવી રીતે ભાગ બ-
ટાઈના વહીવટમાં નથી. જેટલી જમીનમાં વાવેતર કરેલું
હોય અને તેમાં પાક ઉત્પન્ન થયો હોય તેમાંથીજ દર-
બારી મુકરર કરેલો ભાગ લેવામાં આવેછે પડતર બદલ
કાંઈ વજે લેવામાં આવતો નથી આથી કરીને ખેડુતો
ત્રુટી જતા નથી. એ રીતે ભાગ બટાઈમાં ખેડુતોની આ-

બાદી ઘણી સારી રીતે રહી શકેછે. અને ખેડુઓની આબાદીને અંતે દરબારી ઉપજની પણ આબાદી ઘણીજ સારી રીતે વૃદ્ધિ પામેછે.

ભાગ બટાઈના વહીવટમાં એટલી વાત મુખ્યત્વે ધ્યાનમાં રાખવાની છે કે, વહીવટ કરનાર અમલદાર નીતીવાળા, પ્રમાણીક, પુખ્ત બુદ્ધિના, આબરૂદાર, સારા પગારવાળા રાખવા જોઇએ કારણ કે ખેડુત હવાલદાર રેવ્હિન્યુ પટેલ મહેતા અને વહીવટ કરનાર ખુદ ફેરણી અધિકારી અને રેવ્હિન્યુ કમીશનર એટલા લોકોની દેખરેખ નીચે ઉત્તરોત્તર આ ઉત્પન્ન વસુલ લેવાનો આધાર રહેલો છે તો કોઈ પણ જાતની દરબારી ઉત્પન્નને ધકો લગાડનારી ગરબડ ઉપર લખ્યા કોઈ પણ સત્તાવાળા તરફથી થવી ન જોઇએ અને તે ઉપર લખ્યા મુજબ સારા અમલદારો રાખેલા હોય તો તેમાં થવાનો સંભવ નથી માટે ભાગ બટાઈના સંબંધમાં નીમણોક કરતી વખતે પુરતો વિચાર રાખવાપણું છે.

એ રીતે ઉપર પ્રમાણે ભાગ બટાઈના વહીવટમાં ઘણા ફાયદા રહેલા છે. હવે આ વહીવટમાં જે હાની દેખાય છે તે પણ આ જગોએ જણાવવા દુરસ્ત માનું છઉં.

૧ ભાગ બટાઈના લેવાણમાં ખેડુત પરતંત્ર છે.

૨ પોતાનો માલ ખેતરમાંથી ખલાવાડમાં લાવવો પડેછે.

૩ તયાર માલ છતાં દરબારી કામદારો ભરવા ન આવે ત્યાંસુધી પોતાના ઉપયોગમાં આવતો નથી.

૪ પોતાના માલમાંથી વજે નીકલ્યા પહેલાં એક શેર અનાજ પણ લેવામાં આવે તો તે ચોરી ઠરે છે. અને તે બદલ ખેડુતને સજા ભોગવવી પડે છે.

૫ ખલાવાડમાં માલ તયાર છતાં દરબારી વજે નીકળેલ ન હોય તો સારા ભાવ છતાં પોતાનોમાલ વેચી શકે નહીં. પાછલથી ભાવ ઉતરી જાય તેટલું ભાવ ફેરનું નુકસાંન વેઠવું પડે છે.

૬ પોતાનો માલ નહીં બગડવા દેવા તેમજ ચોરાવવા ન દેવા માટે રાત્ર દિવસ ખલાવાડમાં ચોકી રાખવી પડેછે.

૭ દરબારી અમલદાર ખલાવાડ ભરવામાં જેટલો વખત ગાળે તેટલો વખત કેવળ ખેતીવાડીના કામમાંથી નકામું રોકાઈ રહેવું પડે છે તેથી ખેડુતને પાછળથી ઘણું તણાવું પડે છે.

૮ ખેડુત ઘણી મહેનત કરે યાને ઘણું ખાતર જુદી જુદી જાતનું પોતાના ખેતરમાં વાપરી વધારે ઉત્પન્ન કરે તો તે માલ તયાર થયે વજે ભાગ દરબારમાં લઈ જાય છે, પણ ખાસ રીતે તે મહેનતનો બદલો ખેડુતને મળતો નથી.

૯ હુવાલદાર પટેલ તલાટી વહીવટદાર સરવેના તાબામાં પોતાના ઉત્પન્નને માટે રહેવું પડે છે.

૧૦ સદરહુ અમલદારો હરેક રીતે નુકસાન કરવા ધારે તો તે પણ થઈ શકે છે.

૧૧ હુવાલદારનાં પેટીયાં વિગેરેના ખરચમાં ભાગ દેવો પડેછે.

૧૨ દરબારી રાજ્ય ભાગ જ્યાં લઈ જાવા ઠરાવ હોય ત્યાં લઈ જાવામાટે ખેડુતને વિભાગી થવું પડે છે.

૧૩ જ્યાં ભાડાં કણગરી લેવાનો ઠરાવ હોય ત્યાં અમુક રકમ દેવી ઠરે છે.

૧૪ ખેડુતને પોતાનો માલ તૈયાર છતાં દરબારી વજે ન કહુડાયાના સબબથી પોતાના ખોરાકમાટે કઢારો વેપારી પાસેથી દાણા લેવા પડે છે તેથી વેપારીઓ સવાયા ડોઢા કરી માલ આપેછે તેને લઈ ખેડુતને તેટલું નુકસાન સોસવું પડે છે.

૧૫ જુદા જુદા ખળાંઓમાંથી વજે કહાડી ગંજ કરવો પડેછે. તેમાં કેટલાંએક ખળાંનો માલ સારો આવેછે ને કેટલાંએકનો માલ રાસી આવેછે. તે બધો માલ ભેગો કરી

વેચવો પડે છે તેથી સારા માલનો ભાવ પણ કમતી આવેછે. વખતે કમી ભાવ હોય તો માલ સાચવવો પડેછે ત્યાં ઘટની નુકસાની પણ લાગેછે.

ઉપર પ્રમાણે જે ભાગ બટાઈના ગેર ફાયદા છે તે વીઘોટીના ફાયદા છે અને વીઘોટીના જે ફાયદા છે તે ભાગ બટાઈના ગેર ફાયદા છે. એ રીતે બને વહીવટમાં ખેડુતને અને દરબારને હાની લાભ રહેલા છે માટે દરેક પ્રાંતની જુદા જુદા ભાગની સ્થિતિ ખેડુતની સ્થિતી વેપારીઓની સ્થિતી વિગેરે બધી બાબત ઉપર સુરત રાખી કહ્યો. વહીવટ ચાલુ રાખવાથી ખેડુતની આબાદાની કાયમ રહે અને દરબારી મહેસુલમાં વધારો થાય. એ બંને બાબતનો વિચાર કરી જે પ્રાંતને જે વહીવટ અનુકુલ હોય તે વહીવટ ચાલુ રાખવાથી ફાયદા ભરેલું છે અને બીજી રીતે થોડા વિસ્તારવાળા મુલકને માટે રાજ્ય કરતાઓની દેખરેખ સંપુર્ણ રીતે રહી શકે છે તો ત્યાં ભાગબટાઇનો વહીવટ સારો છે. કેમકે તે વહીવટમાં ઘણી ફીરકોલ બાબતનું ઉત્પન્ન વસુલ લેવું પડેછે તેમ તેની દેખદેખ પણ પરીપુર્ણ રહી શકેછે. મગર મોટા અને છેટા વિસ્તારવાળા મુલકને માટે જોઇએ. તેવી દેખરેખ ભાગ બટાઈના વહીવટમાં આવતી ફીરકોલ બાબતો ઉપર રહી શકે નહિ અને તેથી દરબારી મેહેસુલ વૃદ્ધિ પામવામાં નુકસાંની રહે સબબ તેવા મુલકને માટે વીઘોટીનો વહીવટ ઘણો ફાયદા ભરેલો છે. એ પ્રમાણે લખનારનો હેતુ છે.

## દંડ કયારે અને કેવી રીતે કરવો.

૧ તાબાનાં માણસોનો કસુર શિવાય દંડ કરવો નહિ.

૨ કોઈ તાબાનો માણસ સાધારણ કસુર કરેથી તેને ફરી કસુર ન કરે તેવી એક વખત સુચના દેવી.

૩ કોઈ તાબાનો માણસ દંડની કસુર કરે; પરંતુ તે ઠબકાની લાગણીવાળો હોય તો તેને ઠબકો આપવો, પણ દંડ કરવો નહિ.

૪ સુચનાથી કિંવા ઠબકાથી જે તાબાના નોકરને પોતાની કરેલી કસુર બદલ કંઈ અસર ન થાય તો તેણે કરેલી કસુરના પ્રમાણમાં તેનો દંડ કરવો.

૫ જે દંડ કરવામાં આવે તે ન્યાય નજરથી કરવો કે જે સર્વ જનમંડળ માન્ય કરે.

૬ એકને એક માણુસનો વારમવાર દંડ કરવા જેવી કસુર કર્યા છતાં પણ વારમવાર દંડ કરવો નહિ મગર તેનેમાટે બીજા ઉપાયો લેવા.

૭ દંડ કરનાર માફ પણ કરી શકેછે; પરંતુ માફ કરવાનાં કારણો રોજકામમાં લખી દફતર દાખલ રાખવાં જોઇએ.

૮ જેની નીમણુક કરવા પોતા પાસે અખતીયાર ન હોય તેવાઓને દંડ ઉપરી અધિકારીઓની પરવાનગી મેલવ્યા શિવાય નહિ કરવો.

૯ પોતાના તાબાના નોકરોનો પગાર કોઈ કારણુસર અટકાવવો પડે તો ઉપરી અધિકારીને લખી મંજુરી મેળવી અટકાવવો.

૧૦ પોતાના તાબામાં સોપાએલ માણુસનો દંડ પોતાને મળેલા અખતીયાર પ્રમાણે દરેક અમલદાર કરી શકેછે.

દંડ કરવાના સંબંધમાં ઉપરનું ધોરણ યાદ રાખવું.

## દડીઓ બાબત.

૧ દરેક રાજાના રાજ્યની સરહદ જુદી જુદી હોય છે. જુદા જુદા રાજાનાં એક અથવા વધારે ગામોની એક બીજા સાથે જોડાએલી સરહદને સીમાડા કહેવામાં આવે છે.

૨ સીમાડા એક બીજા ગામોના ઓળખાવામાટે સીમાડા ઉપર દડીઓ ઉભી કરવામાં આવે છે, જે ઉપરથી સીમાડાની સરહદ જાણી શકાય છે.

૩ દડીઓ એ નિશાન, ૧ ખાંભા, ૨ અને પથ્થર એ નામે ઓળખાય છે.

૪ દડી એક સરહદ બતાવનારી નિશાની છે તેથી તે દરેક ગામના સીમાડા ઉપર દરે વાંકે વાંકે ઉભી કરાવવા જરૂર છે. બારખલી જમીનને પણ પૂરતાં નિશાન નખાવી દેવાં.

૫ ઘણા લોકો સાધારણ માપની દડીઓ સોંઘા ભાવની જેવી મળે તેવી ઉભી કરાવે છે તેથી દડીઓ ઉભી કરાવવાનો જે હેતુ છે તે પાર પડી શકતો નથી. કારણ આવી દડીઓ લાંબા દિવસ ટકી શકતી નથી.

૬ દડીઓ લાંબી ફુટ ૪, પોહોળી ફુટ ૧ અને જાડી ફુટ અરધો એ માપથી નાખવી જોઈએ.

૭ આ માપની દડી જમીનમાં અરધ દાટવી અને અરધ બહાર દેખાય તેમ રાખવી કારણ કે, જેનેલીધે લાંબા દિવસ સુધી આ દડીઓને લઈ બીજાની સરહદ લોપાવાપણું રહેતું નથી.

૮ દર બે દડી વચ્ચેનું અંતર લોઢાની સાંકળના માપથી કરાવવું. પ્રીસ, મીટીંગ, કમ્પાસ, અગર બીજા માપણીના ચોકસ હથીયારથી દડીઓની દિશાઓ લેવરાવવી. શામાટે કે જેને લીધે કોઈ કારણસર કોઈ દડી કદાચ પડીજાય તોપણ મુળ જગોએ ઉભી કરાવવામાં હરકત આવતી નથી.

૯ માપણીના નકશામાં દરેક દડીની નિશાની નંબરવાર બરાબર દરસાવવી.

૧૦ દડીઓ ઉપર હમેશાં દેખરેખ રાખવા ગામના પટેલ, તલાટી, હવાલદારને હુકમ આપવો કે કોઈ વખત કોઈ દડી પડી જાય તો તુરત તેઓ જાહેર કરે.

૧૧ દડી પડીગયાના ખબર મળેથી અમલદારે સ્થાનીક તપાસ કરી ખાત્રી કરવી. સામા ગામવાળાને ખબર આપી બોલાવી, બંનેની રજુવાતે મુળ જગો ઉપર દડી પાછી ઉભી કરાવવી.

૧૨ એક હદીથી બીજી હદીની લાઈનમાં કોઈ પક્ષના ખેડુ ખેડે નહીં તે બાબત બંને ગામોવાળા તરફથી પક્કો બંદોબસ્ત રખાવવો.

૧૩ તેવી બંને હદીઓ વચ્ચે કાઠીયાવાડમાં કાઠીયાવાડના વાલાસાન પોલીટિકલ એજંટ સાહેબના ઠરાવ પ્રમાણે એકવાર એટલે બે હાથ જમીન સળંગ પડતર રખાવવી.

એ રીતે હદીઓ બાબત લાગતા વળગતા અમલદારોએ બંદોબસ્ત કરવો, આ બંદોબસ્ત બરાબર ધોરણસર થવાથી એક બીજા રાજાઓ વચ્ચે તકરારો ઉત્પન્ન થઈ હજારો રૂપૈયા ખરચવાના બોજામાં ઉતરવું પડે છે તે ન ઉતરવું પડે અને પરસ્પર સલાહ સંપ બરાબર જળવાય. ઈનામી, ખેરાતી તથા ગીરાસનાં ગાંમ ખાનારાઓ માટે તેમજ જમીન ખાનારામાટે પણ હદીઓ બાબત આ પ્રમાણે બંદોબસ્ત કરવો એ દરેક રાજ્ય કર્તાને ઘણું જરૂરનું અને ફાયદા ભરેલું છે.

## તાબાના નોકરોને બરતરફી કોણે કેવી રીતે દેવી.

૧ જેને જેને બરતરફી આપવાનો જેને જેને અખ્તીયાર મળ્યો હોય તેને તેને બરતરફી તે તે અધિકારી આપી શકે છે.

૨ દરબારે બરતરફ કરેલા નોકરને ખુદ દરબારની મંજુરીશીવાય કોઈ પણ અમલદાર નોકરીમાં રાખી શકતો નથી.

૩ બરતરફી થવા જેવું ખાસ કારણ ઉત્પન્ન થાય ત્યારેજ બરતરફી દેવી.

૪ બરતરફી કરવી પડે તો તે કરતાં પેહેલાં બરતરફ થનારનો લેખીત જવાબ લેવો.

૫ લેખીત જવાબ લઈ બરતરફ કરવાનાં કારણો બતાવી રીતસર લેખીત ઠરાવ કરવો.

૬ બરતરફ થનાર લેખીત ઠરાવની નકલ માગે તો તે અધિકારીએ આપવી જોઇએ.

૭ સાધારણ કસુરમાટે દંડની યાને ઠબકાની સજા કરવી.

૮ તાબાના નોકરો જેવી કસુર કરે તેવી કસુરના પ્રમાણમાંજ તેને ઠબકાથી, સાધારણ દંડથી અગર મોટા દંડથી તેની કસુરનો બદલો આપવો મગર બરતરફ કરવાતરફ પેહેલી ઘોડ કરવી નહીં.

૯ બરતરફ કર્યાવગર ચાલેજ નહીં એવીજ કસુર થાય તો એક વખતને માટે દરગુજર કરવા જેવી હોય તો તે કરી, કરેલી કસુર બદલ ઉપર પ્રમાણે સજા કરવી.

૧૦ એક વખતની કસુર પણ એવી હોય કે જેને માટે બરતરફી કરવીજ જોઇએ, તો તેને કરેલી કસુર બદલ બરતરફ કરવા હરકત નથી.

ઉપરના ધોરણ પ્રમાણે તાબાના નોકરોને બરતરફી દેવાના સંબંધમાં વર્ત્તવું.

## નનામી અરજી બાબત.

૧ નનામી અરજી કરવી એ નીચ અને હલકા માણસનું કામ છે.

૨ નનામી અરજી કરવામાં કોઈ પણ જાતનો પોતાનો હેતુ હલકાઈ શીવાય બીજો પાર પડતો નથી.

૩ નનામી અરજી કરવી એ નફ્ટ, નિર્બલ અને નીચ અખળાના બહાર કાઢેલા બળાપાવત છે.

૪ આટલું છતાં નનામી અરજી કરવામાં જે લોકો ભાગ લે છે તેને ખરેખર ધિક્કાર ઘટે છે.

૫ નનામી અરજી ઉપર સરકાર કોઈ દિવસ ધ્યાન આપતી નથી. કિંવા વજન રાખતી નથી.

૬ તારીખ ૨૭ જાનેવારી સને ૧૮૮૫ નંબર ૩૧૬ ના ગવ્હર્મેન્ટ ઠરાવમાં નામદાર ન્યુજંટ સાહેબે સાફ લખેલું છે કે.

" નનામી અરજીઓ ઉપર સરકાર બીલકુલ ધ્યાન આપશે નહિ."

૭ તેજ પ્રમાણે કાઠીઆવાડના માજી પોલીટીકલ એજંટ મહેરબાન એન્ડરસન સાહેબે તથા લેપ્ટેનન્ટ કર્નલ એચ, એલ, નટ સાહેબે પોતાના તારીખ ૨૦ આગષ્ટ સને ૧૮૬૭ તથા તારીખ ૨૯ અકટોબર સને ૧૮૮૫ ના પોતાના ઠરાવમાં જણાવેલું છે કે,

"નનામી અરજી ઉપર ધ્યાન આપવું નહિ."

૮ દેશી સંસ્થાનોમાં પણ નનામી અરજી ઉપર વજન નહિ રાખવા ઠરેલું છે.

૯ નનામી અરજી લખવી નહિ તેમ નનામી અરજી અધિકાર મળેથી સાંભળવી, પણ તેના ઉપર વજન રાખવું નહિ.

૧૦ નનામી અરજી કરનારાનો હેતુ એટલોજ કે કદાચ અધિકારી સાંભળશે નહિ તોપણ જેનાવિષે પોતે લખેછે તે પૂજેત તો થશેજ. આ વિચાર અનુસાર નનામી અરજી કરેછે, પણ અધિકારીઓએ આવી અરજીઓ પોતા પાસે આવેથી વાંચવી પણ કંઈ મુદ્દાની ખરી હકીકત ન માલમ પડે તો તેને તુરત ફાડી નાંખવી. અને નનામી અરજી કરનારા જો કદાચ કોઈ માલમ પડે તો તેને પણ "નનામાજ" કરવા અવશ્ય અભિમાન રાખવું.

## સ્થાનીક અમલદારોએ ખાસ ખબર ઉપરી તરફ આપવા ફરજ.

દરેક ડાક્તરોએ જે સ્થળમાં તેઓ હોય તે સ્થળને માટે ચાલતી હવાસંબંધી, ચાલતા રોગોસંબંધી, ને વરસાદ કેટલા ઇંચ પડયો તે સંબંધી, દરમહિને એક એક રીપોર્ટ ચીફ મેડીકલ ઓફીસરને મોકલવો જોઇએ; અને ચીફ મેડીકલ ઓફીસર સાહેબે, રાજ્યના મુખ્ય અધિકારીને તે ખબર આપવા જોઇએ.

હરેક પ્રાંતના સ્થાનીક, રેવન્યુ અમલદારોની કચેરી બાબત દરમહિને ઉપરી અમલદારને ખબર આપવા જોઈએ.

મનુષ્ય યા જાનવરમાં કાંઈ ખાસ રોગ ચાલતો હોય તો તે.

અતીવૃષ્ટિથી મોલને કંઈ નુકસાન થતું હોય તો તે. તૈયાર થએલા પાકને કોઈ પણ જાતનાં પ્રાણીથી અથવા રોગથી, અથવા રેલથી, અથવા તીડ વિગેરેથી નુકસાન થતું હોય તો તે.

મોટા રોગનો ફેલાવ, મોટી આગથી નુકસાન આકસ્મીક કોઇ મોટા બનાવ બને તે બાબત રીપોર્ટથી ઉપરી અધિકારી તરફ જાહેર ખબર આપવા.

## સરકારી ડેડસ્ટોક સામાન સાચવવા બાબત.

૧ સરકારી ડેડસ્ટોક સામાન જે અધિકારીના તાબામાં હોય તે અધિકારીએ તે સામાન બરાબર સાચવવો જોઇએ.

૨ ડેડસ્ટોક સામાન કુલ કેટલો છે તેનું પત્રક પોતા પાસે તૈયાર રાખવું જોઇએ અને તે પ્રમાણે મહિનામાં બે વાર મેળવી લેવો જોઇએ.

૩ કોઈ પણ રીતે કારણ વિના તે સામાન બગાડવો નહિ જોઇએ. તેમજ ખોવાઈ ન જતાં બની શકે ત્યાંસુધી સારી સ્થિતિમાં રહે તેવી સંભાળ રાખવા જેના તાબામાં ડેડસ્ટોક સામાન હોય તે અધિકારીએ કાળજી રાખવી.

૪ જે સામાન ખોવાઈ જાય અથવા યોગ્ય કારણ શિવાય નાદુરસ્ત થાય તો તેની જવાબદારી જેના તાબામાં સામાન હોય તે અમલદાર ઉપર છે.

૫ જે જે ડેડસ્ટોક સામાન વાપરવા દેવો, તે પોહોંચ લઇને દેવો જોઇએ.

૬ પોહોંચ લઈ ગએલો માણુસ જેવી સ્થિતીમાં સામાન

લઈ ગયો હોય તેવીજ સ્થિતીમાં પાછો દઈ, આપેલી પોહોંચ પાછી લેવા મુખત્યાર છે.

૭ ઉત્તરોત્તર એક બીજા ઉપરી અધિકારીએ તાબાના અધિકારીના કબજાનો ડેડસ્ટોક સામાન તપાસવો જોઇએ અને તે બાબત કાંઈ ખાસ ભલામણુ યા ઠપકો, કિંવા સાબાશી દેવા જરૂર હોય તો તેપ્રમાણે પોતાની ફરજ અદા કરવી જોઇએ.

૮ ડેડસ્ટોક સામાન એક બીજા અધિકારીએ ચાર્જ લેતી દેતી વખતે સોપવો, સંભાળવો, ને તે બાબત તૈયાર કરેલી યાદી ઉપર શેરા કરી બંનેની સહીઓ કરવી, નકલો રાખવી; અને ઉપરી અમલદાર તરફ બંનેની સહીથી રીપોર્ટ કરી જાહેર કરવું.

૯ ડેડસ્ટોક સામાન ઉપર અમુક ખાતાનો સામાન છે તેવી સમજી શકાય એવી નીશાની કરવી એ જરૂર છે.

૧૦ જે અધિકારીને જેટલો ખર્ચ કરવા અધિકાર છે તે અખત્યાર પ્રમાણે તે અધિકારીએ તેવો કોઈ સરકારી ઉપયોગ માટે જરૂર પડે તો સામાન ખરીદ કરવા છુટ છે.

૧૧ અખત્યાર ઉપરાંત ખર્ચ કરવા જરૂર જણાય તો ઉપરી અધિકારીની મંજુરી મેળવી તેવો ખર્ચ કરવો.

૧૨ જે ખર્ચ કરવામાં આવે તેનું બીલ બીજા મહિનાની અંદર ઉપરી અધિકારી તરફ મોકલી દેવા તાબાના અધિકારી બંધાયો છે.

૧૩ ડેડસ્ટોક સામાન જે કારણુથી બાતલ થાય અગર ખોવાય તો તે તુરત તે બાબત ઉપરી અધિકારી તરફ જાહેર કરવું જોઇએ. અને મંજુરી મંગાવી એકંદર સામાનના પત્રકમાંથી કમી કરતાં રિમાર્કમાં કારણુ બતાવવું જોઇએ તથા મંજુરીનો નંબર, તારીખ જણાવવાં જોઇએ.

૧૪ પોતાના તાબાના ડેડસ્ટોક સામાનની દુરસ્તી વારંવાર જરૂર પડે કર્યા કરવી એ પોતાની ફરજ છે.

૧૫ સામાન સાચવવાને માટે પુરતાં અને સારાં સાધન રાખવાં.

૧૬ નવીન સામાન ખરીદ કરવામાં આવે તે એકંદર પત્રકમાં ચડાવવો જોઇએ.

૧૭ ખાનગી અને સરકારી સામાન, સાથે રાખવો ન જોઇએ.

૧૮ ડેડસ્ટોક સામાન વાપરવા કિંવા વાપરવામાટે દેવાના સંબંધમાં વિચાર કરી વાપરવો, વપરાવવો અધિકારીએ યોગ્ય છુટ લેવી અને દેવી કે જેણે કરી લાંબી આયુષ્યવાળો સામાન ટુંકી જીંદગીમાં આવી ન પડે

## હકપ્રમાણે કેવી રીતે જગો દેવી.

૧ જે પગારની જગો ખાલી થાય, તે પગાર કરતાં કમી એકસરખા પગાર કરતાં વધારે હોય તો જેને ઘણાં વર્ષ નોકરીમાં થયાં હોય તેને એ જગો આપતાં ઉત્તરોત્તર છેવટની જગાસુધી નોકરીના વરસના પ્રમાણમાં જગો આપવી.

૨ છેલ્લી જગો કોઈ ઉમેદવારને દેવી.

૩ ખાલી પડેલી જગો મેળવવા એક સરખા પગારદાર હોય તો તેમાં ઘણાં વરસ જેનાં નોકરી કરતાં નીકળે તેનેજ ઉપર પ્રમાણે ચઢતી પાયરીની જગો મળવા હક છે; પરંતુ તે સખસ લાયક ન હોય તો તેને તેજ જગાએ કાયમ રાખી તેનાથી કમી વરસની કરેલી નોકરીવાળાને તે જગો આપવી અને તેમ કરવાનું કારણ દફતરમાં લખવું.

૪ બની શકયા પ્રમાણે જે કામ કરવાની જેની શક્તિ હોય તેપ્રમાણે કામ તેના પાસેથી લેવું.

૫ જે ખાતાનો પગાર જેને મળતો હોય તેને તેજ ખાતામાં રાખી નોકરી લેવી જોઇએ.

૬ પોતાના લાગતા વળગતાને પોતાના અખ્તીયારથી દાખલ કરવાપણું હોય તોપણ ઉપરીની મંજુરી મેળવી દાખલ કરવો.

૭ જે સખસની જે અમલદાર નીમણુક કરી શકે તે નોકરની ફેર બદલી કરવાને પણ તેજ અમલદાર મુખ્તીયાર છે.

૮ જેને જેની નીમણુક કરવા અધિકાર આપ્યો હોય તેમાં બીજા કોઇએ હાથ ઘાલવો ન જોઇએ.

૯ એક ખાતાનો નોકર બીજા ખાતામાં રહેવા આવે તો તેને દાખલ કરતાં પેહેલાં તે જે ખાતામાં હોય તે ખાતાના અધિકારીને લખી માહીતગાર થવું જોઇએ.

૧૦ કોઈ મુખી અધિકારી અથવા બીજો કોઈ નોકર ગુજરી જાય તેની જગો પુરાતાંસુધી એક એકથી નીચેના માણુસોએ તે કામ સંભાળવાની જવાબદારી સમજવી જોઇએ.

ઉપર પ્રમાણે હકપ્રમાણે જગો આપવાના સંબંધમાં વર્ત્તવું.

## સરકારી નોકરોએ કેટલાં કાંમથી દુર રહેવું તેવિષે.

૧ પોતાના અમલની હદમાં વેપાર કરવો નહીં.

૨ પોતાના અમલની હદમાં જમીનસંબંધી ધંધો કરવો નહીં તેમ તેવા ધંધામાં ભાગ પણ રાખવો નહીં.

૩ વતનદારોને માટે વેપાર કરવા કિંવા જમીન રાખવા હરકત નથી.

૪ સરકારી ઈજારા રાખવા નહીં.

૫ બીજાના નામે પણ રાખવા નહીં તેમ ખાનગી સતલસ પણ તેવા કામમાં ન રાખવી.

૬ પોતાના અધિકારની હદમાં કંઈ પણ હરરાજી થાય તે પણ રાખવી નહીં, તેમ બીજાપાસે પણ પોતામાટે માગણી કરાવવી નહીં.

૭ વાજબી બાબત પોતાના ઉપરીને તાબે રહી તે જે ધારાસર કાગળપત્ર ચીજો મંગાવે તે તુરત મોકલી દેવી.

૮ પોતાને મળેલ અખ્તીયારને અંગે કોઈ પાસેથી કાંઇ જણુસ લેવી નહીં.

૯ કોઇનું વાહન બની શકે ત્યાંસુધી માગીને પણ લેવું નહીં.

૧૦ કોઇના પાસેથી મજુરીનું કામ મફ્ત ન લેતાં ગામના લોકો જે મજુરી આપતા હોય તેથી પણ કમી આપી કામ લેવું નહીં.

૧૧ પોતામાટે અથવા પોતાના સગા કુટુંબી, મિત્ર આશ્રિત ચાકર રસોયા વગેરે કોઈ પણ માણસને માટે ફાળો કરી રૈયતને શરમાવીને કોઈ પણ પાસેથી નાણાં લેવાં નહીં તેમ અપાવવાં પણ નહીં.

૧૨ રૈયતે પોતાથી કાંઈ સાર્વજનીક ઉપયોગમાટે કાર્ય કરવા ફંડ કર્યું હોય તો તેમાંથી કંઈપણ નાણાંની રકમ પોતે લેવાને અગર અપાવવાને બીલકુલ હીલચાલ કરવી નહીં.

૧૩ જે સરકારી મીલકત પોતા પાસે હોય તેનો કાંઇ પણ લાભ પોતે ન લેતાં બીજાને પણ લેવા દેવો નહીં.

૧૪ સરકારી નાણાં પોતાને ખાનગી તેમજ બીજા કોઇને ઉપયોગમાં આવે તેમ કરવું નહીં.

૧૫ કોઈ પણ ખાનગી માણસમાટે ગામડામાંથી જનશી વગેરેનાં ખળાંમાંથી લેવું નહીં તેમ કોઇને અપાવવું નહીં, તેમ પોતાના અધીકારનો જોશ વાપરવો નહીં અથવા સહાયતા પણ કરવી નહીં.

૧૬ અરજી કિંવા અપીલ કોઇને લખી ન દેતાં કોઈ પણ સરકારી કામમાટે પુરૂષ અથવા સ્ત્રી આવેથી તેનીસાથે સલાહ અગર મસલત કાંઇ પણ કરવી નહીં.

૧૭ કંપનીના અથવા બેંકોના શેર વેચાતા હોય તો તે લેવા-દેવા હરકત નથી.

૧૮ કચેરીમાંનાં દફતરો, કાગળો વગેરે સારી રીતે સંભાળી સાચવી રાખવાં.

૧૯ પુરા જાપતામાં રહે તેમ દરેક દફતરના કાગળનો બંદોબસ્ત રાખવો.

૨૦ કચેરીના દરેક કાગળોની જવાબદારી કુલ મુખી અમલદારની છે.

૨૧ દરેક કચેરીસંબંધી વાત દરેક હાફીસના કારકુનોએ ગુપ્ત રાખવી.

૨૨ કારકુનોએ પોતા હસ્તકના અગર બીજા કોઈ પણ કચેરીના કાગળ ઉપરીની પરવાનગી શિવાય ઘેર લઈ જવા નહિ.

૨૩ પોતાના અધિકારની હદમાં કોઈ પાસેથી કાંઈ બક્ષીસ લેવું નહિ.

૨૪ મેવો વગેરે પરચુરણ ચીજ કોઈ આપે તો તે લેવામાં કાંઈ હરકત નથી.

૨૫ કોઈ પણ કાગળમાં સહી કરનારા શિવાય બીજાએ કાંઈ પણ કમી જાસ્તી કરવું નહિ.

૨૬ શાદી ગમી પ્રસંગે જે જે પોતે કાંઈ પોશાક અથવા રકમ આપવા ફરજ હોય તેવાઓ પોતાને પ્રસંગે આપે તો તે લેવા કાંઈ હરકત નથી.

ઉપર પ્રમાણે સરકારી નોકરોએ વર્તવાનું છે.

## નોકરીના ઉમેદવારવિષે.

૧ નોકરીનો ઉમેદવાર જે નોકરી કરવાની ઈચ્છા બતાવે તે નોકરીને લાયક હોવો જોઇએ.

૨ તેની ખાનગી અને બાહ્ય, રીતભાત સારી અને સદ્દગુણી હોવી જોઇએ.

૩ આગળ કયાંઇ નોકરી કરી છે કે નહીં અને તે નોકરીનું શું પરીણામ આવ્યું છે તે જોવું જોઇએ.

૪ નોકરીમાંથી મુક્ત થવાનું કારણ તપાસવું જોઇએ.

૫ નોકરી કરતાં નાલાયક થએલ હોય તો તેને નોકરીમાં બીલકુલ દાખલ કરવો નહીં જોઇએ.

૬ ગુજરાતી એક ભાષાનું પણ સારી રીતે જ્ઞાન, હિસાબી જ્ઞાન સાથે હોવું જોઇએ.

૭ ગુજરાતી અને ઈંગ્રેજી પાંચમા ધોરણથી વધારે અભ્યાસનાં સર્ટિફીકેટ મેળવેલાં હોય તો તે તપાસી ઉમેદવારના અભ્યાસ અને સારી ચાલ ચલણના પ્રમાણમાં તે જે નોકરી કરવાને લાયક હોય તે નોકરી આપવી જોઇએ.

૮ જુલમી અને વારંવાર રૈયત તરફની બેદીલી ઉત્પન્ન કરનારને નોકરી ન આપવી.

૯ પ્રજાજનોમાં સુલેહ રાખતાં દરબારી હકને માથાસાટે સમજનારાને હમેશાં ચઢતી પાયરીની જગો આપવી.

૧૦ મોટા દરજ્જાવાળી જગાઓ અને વિશ્વાસુ જગાઓ કુળવાન અને કામ કરી શકે તેવા ઉમેદવાર હોય તો તેને તેવી જગાઓ આપવી.

૧૧ પોતાના દેશના લોકોને પરદેશી કરતાં પેહેલે દરજ્જે નોકરી આપવી.

૧૨ પારકા દેશના કરતાં પોતાના દેશના લોકોને નોકરીમાં દાખલ કરતાં ઘણાજ ફાયદા થાય છે તેથી પેહેલો હકદાર દેશીજ છે માટે તેનો હક બીલકુલ ડુબાવવો નહીં.

૧૩ રાજા તથા રાજ કર્તાઓએ આ અભિમાન મુખ્યત્વે

રાખવું જોઇએ કારણ કે, દેશની દોલત અને શોભા દેશમાંજ રહે છે માટે લાયક દેશી મળે ત્યાંસુધી પરદેશીને જગો આપવા અટકવું.

૧૪ પોતાના દેશના લોકો ઘણા બુદ્ધિવાન સારી વિદ્વત્તાવાળા છતાં નોકરીની ઇચ્છાવાળા કદાચ ન હોય તો પણ તેને નોકરીના ઉમેદવાર ગણવા.

૧૫ તેવાઓને આગ્રહ સહીત નોકરી લે તો આપવી.

## અનાજ વાવવાવિષે.

૧ દરેક ખેડુતે પોતાની જમીન સારી રીતે ખેડવી. જમીન ખેડાઈ રહ્યા બાદ તેમાં પ્રથમ તલ અથવા ચણા વવરાવવા. તલ પ્રથમ વાવ્યા હોય, ને તે ન થાય અથવા તલનાં માથાં બંધાઈ બગડી જાય, તો તે જમીનમાં ચણા વાવવા. એક જો વરસાદની તાંણને લીધે ચણા બગડી જાય તો તે ખેતરમાં પછે બીજો મોલ ન થાય તો પછે આ ખેતર રાંપલ્યા કરવું. એક સાંમી મોસમમાં તે ખેતરમાં બાજરો અથવા વણ વાવવું.

૨ વણવાડામાં બાજરો વાવવો, અને બાજરવાડું હોય તો તેમાં વણ વાવવું.

૩ મગનો છાંટો બાજરવાડામાં વાવવો. એક અડદ, એરડી તલનો છાંટો વણવાડામાં નાખવો.

૪ અડદ, એરડીનો છાંટો વણમાં તમાંમ ખેડુતો ઘણે ભાગે નાંખે છે, અને મગનો છાંટો બાજરવાડામાં નાખેછે. અને કોઈ કોઈ મોટા ખેડુતો મગ એરડી અડદનું જુદું વાવેતર પણ કરે છે.

૫ પીત જમીનમાં પેલે વરસ કમોદ વાવવી અને તે પછે જેઠ મહિનાની ઉનાળુ જુવાર વાવવી. તે પછે બીજે વરસે તેમાં ઘઉ વાવવા. અને ત્રીજે વરસે તેમાં બા-

જરો અગર વણુ વાવવું. મતલબ પીત જમીનમાં બે વરસ પીત કરવું અને ત્રીજે વરસે બારેત મોલ વાવવો. કારણુ પીત જમીનમાં નિરંતર પીત કરવાથી જમીન ટાઢી પડી જાયછે માટે બે વરસ પીત તથા ત્રીજે વરસે બારેત મોલ વાવવો તેથી જમીન કસદાર રહે છે.

એ રીતે વાવેતર કરવાની રીત રાખવી તેમજ વાડવાલી જમીનમાં કમોદ તથા ઉનાળુ ઘણાંજ સારાં થાય છે. અને ત્યાર પછે તેમાં ઘઉ અથવા વણુ વાવે તો તે બંને પાક ઘણાજ સારા થાય છે.

## ઘઉં વાવવાની રીત.

૧ રાખોડીયા જમીનમાં ઘઉં ઘણા સારા થાયછે, ઘઉં વાવવાની રીત એવી છે કે, પ્રથમ જ્યારે ઘઉં ખેતરમાં ઉભા હોય ત્યારે ખેતરમાં પાકયા પછે ફરી ફરીને જોવું, અને જે છોડવાઓમાં જે સારા માવાદાર, આખા, ભરાએલા, ઉંચા નંબરના ઘઉં હોય તેવા છોડાઓ જુદા લણી તેના જુદા ઓઘા કરી તેના ઘઉં જુદા રાખવા, અને તેનો બદલો દરબારને બીજા ઘઉંમાંથી દઈ આ ઘઉં બીમાટે પસંદ કરવા.

૨ બીમાટે પસંદ કરેલા ઘઉં ખેતરમાં વાવ્યા પેહેલાં ખેતર ચોખું કરવું, અને ખેતરમાં બે ત્રણ, ઘણો દઈ અશાડ મહિનેથી આશો મહિના સુધી રાંપલ્યા કરવું, અને ત્યાર પછે આશો મહિનામાં ઘઉં વાવવા.

૩ ઘઉં એક એકરે મણ ૪॥ વવાય અને વિઘા એકે મણ ૧॥ વવાય. એ હિસાબે વાવવા.

૪ ઘઉં બે રીતે વવાય છે, એક ઓરણીથી વવાય છે તે એવી રીતે કે ખેતરમાં પ્રથમ સમાર દઈ ખેતર ચોખું કરી ઓરણીમાં બી ઓરતાં જવું, અને ઘઉં વાવતાં જવું. એ રીતે જેટલી જમીનમાં ઘઉં વાવવા હોય, તેટ-

લામાં વાવવા, પછે તે ઉપર સમાર ફેરવી કયારા બાંધી દેવા.

૫ ઘઉં એ રીતે વાવ્યા પછી એક મહિને તેના ઉપર પાણી વાળવું, અને ત્યાર બાદ મહિનામાં ત્રણ વખત ઘઉં પાકે ત્યાંસુધી પાણી પાવું.

૬ ખેતરનો વાડકાંટો બરાબર કરવો, તેમજ ચોકી પણ બરાબર રાખવી.

૭ ઘઉં વાવ્યા પછે વાઢી પુળા કરવા, અને તેની શુરી કરવી, એટલે ઓઘા કર્યાબાદ ભુરવા થાયછે તે ખળામાં લાવી પુળા છુટા કરી તેના ઉપર હાલરૂં જોડવું, એટલે તેથી ઘઉં છુટા પડી જાય, તેને પવનમાં લાકડાની ઘોડી ઉપર ચડી સુંડલા ભરી વાવલવા, કે જેથી કચરો જુદો પડતાં ઘઉં પણ જુદા પડે, બાદ તે ઘઉંનો ઢગલો થાય અને તે ઢગલો ખળાવાડમાં દરબારી વજે નીકળ્યા પછે ખેડુતના ઘરમાં જાયછે.

૮ જે હાથીયો વરસાદ વરશે તો જમીન પલળી પોચી થાય તે વખતે ઉપર પ્રમાણે ઘઉંનું વાવેતર કરવું.

૯ બીજી ઘઉં વાવવાની રીત એવી છે કે, જમીન સુકી હોય, અને ઉપર પ્રમાણે ઘઉંનું પસંદ કરેલ બી, ખેતરમાં જે પાળી કરી હોય તેના ઉપર અવળાંસવળાં છાંટતાં જવું, પછી ખેતરમાં કયારા કરવા, અને તુરતજ પાણી દેવું, અને તે ઘઉં ઉગી પાકી જાય ત્યાંસુધી મહિનામાં ત્રણ વખત પાણી પાવું.

૧૦ ઘઉં વાવ્યા પછે આઠ દિવસે ઉગે છે, અને તે ત્રણ ચાર મહિને પાકી તૈયાર થાયછે.

૧૧ ઘઉં ચાસીયા તથા પીતીયા એ બે જાતના થાયછે, પીતીયા ઘઉં પાકે ત્યાંસુધી ત્રણ વખત પાણી પાવું પડે

છે અને ચાસીયાને એક વખત વાવ્યા પછે પાણી બી-
લકુલ પાવું પડતું નથી.

૧૨ ઘઉંની સારી પેદાશ થઈ આવે તો વિઘા એકે મણ ૩૦
સુધી ઉત્પન્ન થાયછે.

૧૩ ઘઉંનો પાક કઠણ ન થઈ જાય તે પહેલાં તેને લીલા હોય
ત્યારે કાપી લઈ સુકાવવાની જરૂર છે, કારણ કે તેથી
તેનો લોટ સારો થશે, ઘઉં વખણાશે, અને ખળામાં
લઈ જતાં નુકશાન થાયછે તે નહિ થાય.

૧૪ ઘઉં એકની એક જમીનમાં વાવવાથી બહુ ઓછા થાય
છે તેટલામાટે તે પૂરતી જમીનમાં વાવવા તેથી પાક
ઘણો સારો થશે.

૧૫ લાલ ને કઠણ, પોચા અને મોદરા, ધોળા હાંશીયા, તથા
ધોળા પોચા, અને જુવારીયા, કિંવા વાજીયા એ ના-
મથી ઘઉં ઓળખાય છે.

૧૬ હાંશીયા ઘઉં ધોળા અને પોચા હોય છે, તેની રોટલી
ઘણી સફેદ અને આંખને ભાવે તેવી થાયછે, યૂરોપ,
અમેરિકા, હિંદુસ્તાનમાં આ ઘઉં વખણાય છે, પરંતુ
તે કઠણ લાલ ઘઉં કરતાં કસદાર હોતા નથી.

૧૭ કાઠા લાલ ઘઉં કસદાર ઘણા હોય છે, અને કેટલો ભાગ
તે ઘઉં પસંદ કરેછે.

૧૮ હાંશીયા ઘઉં અયોધ્યા, વાયવ્ય પ્રાંત, તથા પંજાબમાં જ-
થાબંધ થાયછે. તે શિવાય ગંગા, સીંધુ, નર્મદા, અને
બીજા દેશોમાં પણ થાયછે.

૧૯ કઠણ ધોળા ઘઉં બંગાલા, બાહાર, દક્ષિણમાં થાયછે;
અને તે લાલ કઠણ ઘઉંએ કાઠીયાવાડમાં પણ થાયછે,
અને તે બ્રહ્મદેશસુધી જાયછે.

૨૦ ઘઉંને મુખ્ય પાણી પાવામાં એ સંભાળ રાખવાની છે કે
જ્યારે છોડવા નાના હોય ત્યારે તેને પાણી ધીમે

ધીમે સંભાળથી પાવું એકદમ જોસભર પાણી પાવું નહિ કેમ કે છોડવા નબળા અને નાના હોવાથી તેને જોસથી પાણી પાવાથી બગડી જાયછે વગેરે ઘણું નુકસાન થાયછે, માટે પાણી પાવામાં ખેડુતે ઘણી ફીકર રાખવી.

૨૧ હિંદુસ્તાનમાં ઘઉંની પેદાસ ઘણી છે, ઘઉં એ સર્વજન મંડળને નિત્ય ઉપયોગમાં આવેછે, સન ૧૮૭૫ ની સાલમાં ૨૦,૬૪,૦૦૦ મણ ઘઉં યુરોપખાતે નિકાસ થએલા છે. એ રીતે હિંદુસ્તાનમાંથી ઘઉંની નિકાસ યુરોપખાતે દર વરસે સારી થાયછે.

૨૨ ઘઉંને માટે ઢોરનું છાંણ, બકરાંની લીંડી, રાખોડો, ખોળ, ચુનો, વિગેરે ખાતર ઘણું ઉપયોગી છે, માટે ઘઉંના ખેતરમાં અવશ્ય તેનો ઉપયોગ કરવો જોઇએ.

૨૩ ઘઉંને હમેશાં ગેરૂ આવવાની ઘણી ધાસ્તી રહેછે, એ એક જાતનો ઘઉંમાટે મોટો રોગ છે. ઘઉંમાં જે ગેરૂ આવેછે તે એક જાતના રાતા ઝીણા તંતુ છે તે નજરે દેખાતા નથી, રાતો રંગ દેખાય છે, મગર તે ઘઉંના છોડથી તે ઉંબી સુધી જથા બંધ લપટાઈ તેનો કસ ખાઈજાયછે માટે ખેડુતોએ તે બાબત ઘણીજ સંભાળ રાખવાની છે.

## બાજરો વાવવાની રીત.

૧ કાળી બેસર જમીનમાં બાજરો ઘણો સારો થાય છે.

૨ બાજરો જ્યારે ખેતરમાં હોય ત્યારે ખેતરમાં તે બાજરો પાકયા પછી તમામ ખેતરમાં બાજરાનાં ઉભેલાં ડુંડાંમાંથી બાજરાના દાણા જે ડુંડાંમાં સારા માવાદાર, આખા ભરાએલા, ઉંચા નંબરના, જથાબંધ પૂાલવાળા હોય તે ડુંડાં જુદાં લણી તેના જુદા ઓઘા કરી તેમાંથી બીજ કાઢી જુદું રાખવું અને તેનો બદલો

દરબારને બીજા બાજરામાંથી દઈઆ બાજરો વાવવા-
માટે બીજ પસંદ કરવું.

૩ પ્રથમ ખેતરમાંથી વણુની સાંઠીઓ ખોદી કાઢી તે ખેત-
રને કળીઆ નામના હથીઆરથી રાંપલવું. તે બે ત્રણ
ચાર વખત રાંપલવું તેથી ખેતરમાં શુબડું ચડીયું કુચો
વગેરે નીકળી જઈ ખેતર ચોખું થાય છે. ઘણું કરીને
ખેતરમાં કપાસ તથા તલદાણા વાવેલા હોય તે
ખેતર ઉપર પ્રમાણે સુધારી તેમાં બાજરો વાવવો તેથી
બાજરો ઘણો સારો થાય છે. બાજરાનું ખેતર ફાગ-
ણમાસથી જેષ્ટમાસસુધી એટલે પ્રથમનો વરસાદ
થતાંસુધી સુધાર્યા કરવું અને તે જેષ્ટમાસથી વરસાદ
થાય કે અષાડ આખરસુધી બાજરાનું વાવેતર કરવું.

૪ બાજરો વિઘા ૧ જમીને શેર ૪ પ્રમાણે વવાય છે અને
એકર ૧ કે શેર ૧૨ સુધી વવાય છે.

૫ વરસાદ થાય કે તુરતજ દંતાળ માથે ઓરણી બાંધી ખે-
તરમાં તે ચલાવવું અને તેમાં તે બીજ ઓરતું જવું.
એથી કરીને બાજરો વવાય છે. બી ઓરતી (વાવતી)
વખતે ખેડુતને ઘણી હુશીયારી રાખીવી જોઇએ તે
એવી રીતે કે, ઓરણીમાં જે ત્રણ છેદ તથા ડાંડવાં
હોય તેમાં બીજ ઓરતી વખત બરાબર નજર રા-
ખવી કે એ ત્રણે વિંધમાં તે શીવાય કંઈ બીજું પડે
નહીં તેમજ જમીનમાં બરોબરો બીજ વવાય છે કે
નહીં તે નીચેના ત્રણે દંતાળ ઉપર નજર રાખવી અને
બંને બળદ ઉપર નજર રાખવી કે આઘા પાછા વાંકા
ચુંકા ન ચાલતાં બરોબર રીતે પાંસરા ચાલ્યા કરે. તે-
મજ જે બીજ મુઠીમાં વાવવા રાખેલું હોય તેમાં પણ
નજર રાખવી કે તે મુઠીમાંથી ઉપરનાં ત્રણ છીદ્રમાં
બરાબર સરખી રીતે બીજ ચાલે વધુ ઘટુ પડે નહિ
તેમજ બળદ ઉતાવળા ધીમા ચાલે તો વધારે ઘટાડે

બીજ વાવવું. એમ વાવેતર કરતી વખત નવ જગોએ નજર રાખવી.

૬ એ રીતે બાજરો વવાઈ રહ્યા પછી તુરતજ કળીઆંથી રાંપ ફેરવવી તેથી કરીને ખેતરમાં કુચો કસ્તર વગેરે હોય તે નીકળી જાય અને તે ઉપર કાંટીનો સમાર દેવો તે એવી રીતે કે. કાંટાનાં ૪-૫ ઝરડાં લેવાં અને તે ઝરડાં એક મોટું લાકડું એકથી ડોઢ વાંભ સુધીનું લાંબું લઈ તે સાથે બાંધવાં અને તે કાંટાનાં ઝરડાં ઉ-પર આછો આછો ભાર મુકવો, બાદ તેને એક નાડો બાંધી બળદીઆ જોડવા અને ત્યાર બાદ ખેતરમાં તેને હાંકવા. એથી કરીને ખેતર જેમ હજામત થઈ રહ્યા બાદ લપેટો લેવાથી સાફ થાયછે તેવી રીતે આ કાં-ટીનો સમાર દેવાથી ખેતર વધારે ચોખું થાયછે.

૭ આ પ્રમાણે કર્યા પછી ૧૫ દિવસ થયા બાદ ખેતરમાં બેલી જોડીને હાંકવી. એથી મોહોલની આસપાસ ખડ નિંદણ વિગેરે જે હોય તે તદન નીકળી જઈ મોહોલ ચોખો થાયછે અને તેને ઉગવાને ઘણું અનુકુળ પડેછે.

૮ બાજરો વાવ્યા પછી એક માસ થયા બાદ તે ખેતરમાં વખેડું હાંકવું તેથી ખેતર પોચું થાયછે અને મોહોલ વધારે જોરથી ઉગેછે.

૯ પછી તે મોહોલની પુરી દેખરેખ રાખવી સાચવવો અને ખે-તરને વાડ કાંટો બરાબર કરી પુરી સંભાળગત રાખવી.

૧૦ બાજરો જેષ્ટ મહીનેથી અષાડ મહીના સુધી વવાય છે અને તે આશુમાસ આખર સુધીમાં પાકી તૈયાર થાયછે.

૧૧ બાજરો પાકી તૈયાર થએથી ઉપર લખી બીજી કલમ પ્રમાણે ખેતરમાં ફરીને બીજ સુધારવા માટે સારાં નીપજેલાં ડુંડાં કાઢી લઈ બાકીનાં ઉભેલાં ડુંડાં થડવઢ કરી તેના પુળા વાળી અને તે પુળાઓનો ઓઘો કરી

ઢાંકી દેવો કે જેમાં વરસાદનું પણ પાણી બીલકુલ પડે નહિ.

૧૨ ઓઘા ૧૫ થી ૩૦ દિવસ સુધી રાખી બાદ તે પુળાઓ છુટા કરી મુલી મારફત તેનાં ડુંડાં ભંગાવી નાંખવાં અને તેનાં ગાડાં ભરી ખળાવાડમાં લાવવાં.

૧૩ ખળાવાડની અંદર ખેડુએ પોતપોતાના ખળાની જમીન ગાર માટીથી તદન ચોખી કરી તે તેમાં નાંખવા બાદ તે ડુંડાં ઉપર હાલરૂં જોડી ડુડાં ભાંગવાં.

૧૪ એ રીતે ડુંડાં તમામ મસલાઈ રહેથી અને વાવલવા લાયક થએથી ઘોડીઓ માંડી તે પગર સુંડલામાં ભરી ખેડુતો અથવા તેની સ્ત્રીઓ પવન જે વખત નીકળે છે તે વખતે જમીન ઉપર વાવલે છે એટલે તેમાં રજ કચરો વિગેરે જે હોય તે ઉડી જઈ બાજરો ચોખો થાયછે.

૧૫ ચોખા થએલા બાજરાનાં વહીવટ પ્રમાણે ખળાં ભરાએથી સરકાર ભાગ પહોંચાડીને ખેડુત પોતપોતાના દાણા સાચવે છે.

૧૬ બાજરાના રોટલા સામાન્ય વર્ગના તમામ લોકો ખાયછે અને તે ઘણી ઉપયોગી ચીજ આ દુનીઆમાં ગણાય છે. તેથી ઘણે ભાગે બાજરાની વાવણી ખેડુતો વધારે કરે છે.

૧૭ બાજરો સારો પાકે તો દર વીઘા એકે ખાંડી અરધ સુધી થાયછે.

## અડદ વાવવાની રીત.

અડદ એ કઠોળની જાત છે. તેની દાળ ઘણી સારી થાય છે. તેનો લોટ અડદીઆ લાડુ કરવાના કામમાં આવે છે. એ વાત સર્વ મંડળના જાણવામાં હશે. જેથી વિસ્તારથી જણાવી નથી.

અડદ ખાવામાટે ઘણાજ પુષ્ટીકારક છે અથવા માણુસ જાતને ખાવાના કામમાં તેની દાળ આવે છે તેથી લોકો બાજરા તથા વણુના ખેતરમાં તેનો છાંટો નાંખે છે અથવા જૂદા ખેતરમાં પણ વાવેછે. તેની વાવણી જ્યારે બાજરા વણુની કરવામાં આવે છે તેની સાથેજ થાય છે. અડદ એક વીઘે શેર ૨ ને આશરે વવાય છે અને તેની પેદાસ મણ એકથી ૨ સુધી થાય છે. તેનું ખેતર હળથી પ્રથમ ખેડી રાખ્યું હોય અને જ્યારે પરસાદ થાય ત્યારે અડદ વાવી પછી તેના ઉપર રાંપવતી કળીયું કાઢી તેના ઉપર સમાર દેછે જેથી બી જમીનમાં થઈ અડદનો પાક આવે છે; પછી તેનો કોંટો નીકળી છોડ થાય છે અને પછી તેમાં શીંગો આવે છે; પછે બરાબર પાકે છે, ત્યારે લોકો ખેતરમાં જઈ તેને ઉપાડી લેછે અને ભેળા કરી ગાડામાં ભર ભરી ગામની નજીક લાવી ખળાવાડ હોય ત્યાં લાવે છે, અને મસળી ઉડાડે છે, એટલે અડદ તૈયાર થાય છે, અડદ ઘણું કરી વાવવા પછે ત્રણથી ચાર મહીનાસુધીમાં પાકીને તૈયાર થાય છે. અડદ થયાથી પછે તેના ઢગલા વજે ભાગ પ્રમાણે ખેડુત કરે છે અને તેમાંથી દરબારી ભાગ જે આપે છે તે દરબાશ્રીના કામમાં આવે છે. અડદ આછી અને રાતડ જમીનમાં સારામાં સારા થાયછે, એટલે અડદની જાત મજબુતાઈમાં સારી છે. લોકો તેની દાળ કરી ખાય છે અથવા તો તેના પાપડ કરીને પણ ખાવાના ઉપયોગમાં લેછે.

## મગ વાવવાની રીત.

મગ એ કઠોળની એક જાત છે. તેની દાળ ઘણી સારી થાય છે. તેની દાળ ચોખાની સાથે મેળવી તેની ખીચડી થાયછે. તે લોકોના ખાવાના ઉપયોગમાં આવે છે. તે મગ ઘોડાને બાફી ખવરાવે છે જેથી ઘોડાં સારાં મજબૂત થાયછે. તેની દાળ માણુસના ખાધામાં આવે છે. તેનું વાવેતર બાજરાના ખેતરમાં છાંટ કરેછે અથવા જુદા ખેતરમાં પણ વવાય છે. વરસાદ થયા પહેલાં તેનું ખેતર હળથી ખેડી રાખ્યું હોય તે વરસાદ થયા બાદ રાંપથી રાંપલી ખડ વિગેરે જે ઉગ્યાં હોય તેને કાઢી નાંખી પછે

મગ વાવે છે. તે વાવ્યા પછે ત્રણ ચાર દહાડે ઉગી નીકળે છે પછી તેના છોડ થાયછે તેમાં ઘાસ વિગેરે જે બીજા છોડ ઉગ્યા હોય તે નિંદી નાંખેછે. પછી તે છોડની અંદર શીંગો થાયછે. તે શીંગો માણસના ખાવામાં આવેછે. પછે મગ પાકીને તૈયાર થાય છે ત્યારે તેના છોડને દાતરડાંવતે લોકો કાપી તેને ભેળા કરી તેનાં ગાડાં ભરી જ્યાં ગામની નજીક ખળાવાડ હોયછે ત્યાં લાવે છે. ત્યાં લાવી તે છોડને ખંપાળીવતી ખંખેરે છે. ખંખેરી શીંગો જુદી પાડેછે. તે શીંગોને બળદના પગથી કચરી પગર કરેછે તે પગરને ઉપણે છે એટલે તેમાં પાન વિગેરે જે કચરો હોય તે જુદો પડેછે. અને ચોખા મગ તૈયાર થાયછે ત્યારે તેના વજે ભાગપ્રમાણે ઢગલા કરેછે તેમાંથી જે વજે ભાગનો ઢગલો આવેછે તે દરબારશ્રીના ઉપયોગમાં આવેછે. મગ એ કાંપવાળી જમીનમાં સારામાં સારા થાયછે. એક વીઘે આસરે ૨ શેર વવાય છે અને તેની પેદાસ જો સારામાં સારી થાય તો ૨ મણ બેને આસરે થાયછે.

## ચણા વાવવાની રીત.

ચણા એ કઠોળની જાત છે તેની દાળ ઘણી સારી થાયછે તેના લોટની ઘણી ખાવાની ચીજો થાય છે એ વાત સર્વ જનમંડળના જાણવાને લીધે આ સ્થળે વિસ્તારથી જણાવી નથી. ઘોડાને ખાવામાટે પણ ચણા ઘણા ઉપયોગી છે તેથી ચણાનો પાક લોકો ઘણો જથાબંધ કરેછે.

ચણા આસુ મહિનામાં મુખ્ય વવાય છે અને વખતે તેથી પણ મોડો વરસાદ આવે તો તે વખતે પણ વાવી શકાય છે. ચણા એક વીઘે શેર ૧૦ વાવેછે અને ઉત્પન્ન મણ પાંચ સુધી થાયછે.

ચણાનું વાવેતર એવી રીતે થાયછે કે પ્રથમથીજ જે બીજ રાખ્યું હોય તે ઓરણીવતી ખેડી રાખેલ ખેતરમાં વાવેછે અને તેમાં ઉપર રાંપવતી કળીચું કાઢી સમાર ફેરવેછે એથી સરખી જમીન થઈ ચણાનો પાક ઉત્પન્ન થાયછે.

ચણાના નાના છોડવાને ઝીઝરાં કહેવામાં આવેછે. તેમાં ચણા ઘણા લીલા અને કોમળ હોયછે તેનું શાક ઘણું સારૂં થાય છે. લોકો રીંગણામાં ચણાનો ઉપયોગ કરેછે.

લીલા ઝીઝરાંને દેવતામાં સળગાવી અર્ધ બળતાં થાય ત્યારે ફોલી લોકો ખાયછે તેને ઓળા કહેવામાં આવેછે.

ચણા ત્રણ મહિને ઘણુંકરીને પાકેછે પાકયા પછે હાથવતી ઉપાડી ખળાવાડમાં લઈ જાયછે. ખળાવાડમાં ઢગલા કર્યાપછી તેના ઉપર હાલરૂં ફેરવેછે બાદ લાકડાની ઘોડી ઉપર ચઢી સુંડલાવતી ખુદ માલેક જે હોય તે અગર તેના સાથી ભાગીયા, છોકરા, બાઈડીઓ વિગેરે જે હાજર હોય તે વાવલે છે એટલે કચરો ઉડી જઈ ચોખા ચણા થાયછે તેના ઢગલા વજે ભાગ પ્રમાણે ખેડુ કરી દરબારી ભાગ આપી દે છે અને બાકીનો પોતાનો ભાગ પોતાના ઉપયોગમાં લે છે.

## કાંગ વાવવાની રીત.

કાંગ એ એક જાતનું અનાજ છે, તેના રોટલા તથા ધાન ગરીબ લોકો કરી ખાવાના કામમાં લાવે છે.

કાંગ એક એકરે શેર ૬ તથા વિઘે શેર ૨ પ્રમાણે વવાય છે અને તે આસો મહિનામાં તૈયાર થાય છે.

કાંગ ઉપરને હિસાબે ઓરણી વતી વવાય છે, અને વાવ્યા પછે નીંદણ બાહાર કાઢી છોડવાઓ ચોખા કરવા પડેછે.

ઘાટા છોડ ઉગ્યા હોય તો ઊપાડીને છેટે છેટે નાખવામાં આવેછે, કારણ કે તે ભેળા હોય તો પાકમાં ઘણું નુકસાન થાયછે.

કાંગના ગોઠણ જેવડા છોડ થયા પછે તેમાં વખેડું જોડી કચરો વિગેરે બહાર કાઢી છોડવા, ચોખા ખેતરમાં રાખવામાં આવેછે, તે આસો મહિને પાકીને તૈયાર થાયછે, તેને થડમાંથી વાઢી ઘઉંની માફક વઢાવા પડેછે, અને તેના પુલા કરી, શુરી અથવા ઓઘા કરવામાં આવેછે, તે બાદ ખળાવાડમાં લાવ્યા પછે તેના ઉપર હાલરૂં જોડી દૈ તેને મસળવામાં આવેછે.

મસળ્યા પછી મજુર રાખી ગોતરની એટલે છોડવાના દાણા ખંખેરી તેની આસપાસ પાળ કરવામાં આવેછે, પછે પાછું હાલરૂં જોડી તે ગોતરના એટલે છોડવાને બાથમાં લઈ ખળામાં પાછા નાખી મસળવામાં આવતાં બે વાર કર્યા પછે ગોતરને ખંખેરી પુળા વાળી એક તરફ મુકવામાં આવે છે.

ઉપર પ્રમાણે કરતાં જે કાંગ' ખળામાં રહે છે તેને સુંડલાવતી પવનમાં ઘોડીએ ચડી ખેડુત લોકો વાવલે છે, એટલે કચરો જુદો પડી કાંગના ચોખા દાણાનો ઢગલો થાય છે, અને તેમાંથી દરબારી વજે આપી ખેડુત લોકો પોતાના ભાગના દાણાનો ઉપયોગ કરે છે.

## બંટી વાવવાની રીત.

બંટી એક જાતનું અનાજ છે, તે રાઇ જેવા ઝીણા દાણા થાય છે, તેના ખાંડીને કિંવા ભરડીને, ગરીબ લોકો રોટલા તથા ધાન કરીને ખાય છે.

બંટી, એક એકરે શેર ૧૨ તથા વિઘે શેર ૪ બીજ તરીકે વવાય છે, તે ચોમાસામાં અસાડ મહિનેથી તે શ્રાવણ મહિનાસુધી વવાય છે, અને આસુ મહિને તૈયાર થાય છે.

ખેતરમાં બાજરાની માફક વવાય છે, એટલે ઓરણીમાં બીજના દાણા હાથેથી ખેડુત લોકો ઓરે છે, અને તે ખેતરમાં જેમ બળદ ચાલતા જાય તેમ વવાતા જાયછે, તે ચોમાસાના પાણીથી તૈયાર થાય છે.

પ્રથમ બીજ વાવ્યા પછે છોડવા ઊગે છે, તે છોડવાની આસપાસથી નીંદણ કાઢી નાખવામાં આવે છે. તે મોલ ગોઠણ જેવડા થયા પછે તેમાં વખેડું કાઢવું, એથી છોડની આસપાસ જમીન ચોખી થઈ કચરો વિગેરે ખેતર બાહાર નીકળી જાય છે, તેથી છોડવા જોર કરે છે, તે આસો મહિને પાકી ગયાબાદ બાજરાની માફક ડુંડાં કાપી લઈ ખળામાં નંખાય છે, તેના ઉપર

બળદનું મોં બાંધી હાલરૂં જોડવામાં આવે છે, પછે દાણા મસળી ઘોડી ઉપર ચઢી, ખેડુત લોકો વાવલે છે, એથી દાણા ચોખા થાય છે.

## ચીણો વાવવાની રીત.

ચીણો એ, એક જાતનું અનાજ છે, તે ખેડુત લોકો ખાંડીને ધાન કરીને ખાય છે. ચીણાનો દાણો ઘણોજ ઝીણો થાય છે, એટલે કાંગ, બંટી, ચીણો, એ અનાજનો દાણો એકસરખો થાયછે.

ચીણો, એક એકરે મણ ૧॥ તથા એક વિઘે મણ ૦॥ એપ્રમાણે વવાય છે.

ચોમાસામાં અસાડ અને શ્રાવણ મહિનાસુધીમાં વવાય છે, અને તે બે મહિનામાં પાકી જાય છે.

ખેતરમાં ખેડુત લોકો ત્રણ હાંસે મુઠી ભરીને છાંટે છે તેમ ઓરણીથી પણ વવાય છે. ઓરણીથી ત્રણ શર પાડવી પડે છે, વેંત જેવડા મોલ થાય ત્યારે નીંદણ કાઢવું જોઇએ, બાદ પાકે ત્યારે કાંગની માફૂક થડમાંથી વાઢી લેવા, અને ખળાંમાં લાવી હાલરૂં હાંકવું, અને બળદને ખળાં બહાર કાહાડી પાછા છોડ ખંખેરી, પાળ કરી પૂરી પાછા બળદ જોડી હાલરૂં ફેરવવું, ને બાથ ભીડી પહેલા છોડવાઓ તેમાં ઓરતા જવું. એ રીતે બે વાર કરેથી દાણા નીકળશે, અને તે પછે ઘોડી ઉપર ચઢી સુંડલાવતી વાવલવું એટલે દાણા ચોખા થશે. તેમાંથી દરબારી વજે આપી ખેડુત લોકો પોતાના ભાગનો ઉપયોગ કરે છે. ચીણામાં વખેડું ફેરવવું પડતું નથી.

## ઓળીયા વાવવાની રીત.

ઓળીયાને વાલ પણ કહે છે. ઓળીયાની દાળ ઘણી સારી થાયછે તળીને પણ એની દાળ ખવાયછે. ઓળીયા શ્રાવણ મહિનામાં વવાય છે. ઘણુંકરીને રાખોડીયા જમીનમાં સારા થાયછે. કરામી જમીનમાં બહુ સારા થતા નથી. એક વીઘે ઓળીયા શેર ૬ વવાય છે અને વીઘે મણ ૫ સુધી ઉત્પન્ન થાયછે.

ઓળીયાનું સારૂં બીજ પ્રથમથીજ રાખેલું હોય તે શ્રાવણ મહિનામાં ખેતરની અંદર ખેડ કરી ઓરણીવતી વવાય છે. તે પોષ મહિનામાં તૈયાર થાયછે. ઓળીયાની એકજ જાત થાયછે. ઓળીયા વાવ્યા પછે છોડામાં ફુલ થઈ પાંદડી થાયછે અને તેને સુકાવા દેવાથી તે પાંદડીમાંથી ઓળીયા નીકળે છે. ઓળીયા ન કાઢતાં પાંદડી પણ લોકો શાક કરી ખાયછે.

ઓળીયાની જાત ઘણી નરમ છે તેને સડી જતાં બીલકુલ વાર લાગતી નથી માટે તે ન સડી જાય તેનો ઉપાય એ છે કે રાતાં મરચાંને તેમાં દરીયાની રેતી નાંખવી તે બંને ચીજો એક કોઠીમાં ભરી તેમાં મેળવવી એથી ઓળીયા સડી જતા નથી.

## ઉનાળુ જુવાર વાવવાની રીત.

૧ આ જુવાર ઉનાળુ ઘણું કરીને પિત મોહોલ છે કારણ કે તે વાડ પડામાંજ ઉગે છે. જે ખેતરમાં ઉનાળુ જુવાર વાવી હોય તેમાં જેષ્ટમાસથી તે પોષમાસસુધી ખેડ કર્યા કરવી. પોષ મહિને તેમાં ગળતીચું ખાતર સારી પેઠે નાખવું બાદ તેના ઉપર કોશ અથવા રેંટવતી કુવામાંથી પાણી પાવું અને તેને પાંચ છ દિવસ સુધી સુકાવા દેવું. બાદ બીજી વાર પાણી પાવું. એમ પંદર દિવસમાં બે વખત એ ખેતરને પાણી પાવું. પછી તે સુકાવા દેવું. ૫-૬ દિવસની અંદર સુકાઈ રહ્યા બાદ તેના ઉપર દંતાળ જોડી ખેતર પાછું ખેડી નાંખવું તેના ઉપર સાંતીથી સમાર દેવો. તેથી ઢેકું ભાંગી જઈ ખેતર લાસું ચોખું થાય છે. એ ખેતરમાં દંતાળમાં ઓરણી ચઢાવી તેમાં બીજ ઓરતાં જવું. તે ખેતરમાંની ત્રણે હારમાં તે બીજ વવાતું જાય છે બાદ તે વાવેલી ત્રણ હારમાં રહેલો ભાગ, તેમાં તેજ દંતાળથી વાવવું એટલે એકંદર છ હારમાં જુવાર ઉ-

નાળુ વવાય છે. તેને ખેડુલોકો સમરે વાવવો એમ કહે છે.

૨ જેવી રીતે પૂર્વ પશ્ચિમ પ્રથમ વાવણી થાય તો તેજ ઉપર ઉત્તર દક્ષિણ બીજી સરપાડી વાવણી થાય છે.

૩ વાવણી થઈ રહ્યા બાદ તે ઉપર કળીઉં કાઢવું અને તે ખેતર બે દિવસ ભાઠું રહેવા દેવું.

૪ તે પછી ઉંધો દંતાળ નાંખી તેના ઉપર ચઢી બળદો જોડી ખેતરમાં પાળા કાઢવા અને ખંપાળી વતી ખેતરના કયારા બાંધવા.

૫ કયારા બંધાઈ રહ્યા બાદ ૧૫ થી ૨૦ દિવસે તેને કોસ તથા રેંટવતી દરેક કયારાને પાણી પાવું.

૬ તેવી રીતે મહિના ૧ માં ત્રણ વખત પાણી પાવું.

૭ એ રીતે બે મહિના સુધી પાણી પાવું તેથી ઉનાળુ જુવાર પાકી તૈયાર થશે.

૮ તે જુવારને બરાબર રીતે રખોળું રાખવું. અને પંખી વગેરે કોઈ જાનવરો ખાઈ ન જાય તેવી રીતે ટુવા રાખી સંભાળગત રાખવી.

૯ જુવાર પાકી ગયા પછે ઉપલણ કરી તે ડુંડાંનાં ગાડાં ભરી ચોખા કરેલ ખળાની ખળાવાડામાં લાવવાં અને તેનું હાલરૂં જોડી તુરતજ મશળી અને એકજ દિવસમાં જેટલાં ફોપ્રાં વગેરે કસ્તર જુવારમાં હોય તે કાઢી નાંખી જુવાર વાવલી નાંખવી. કારણ કે જો તેપ્રમાણે તુરતમાં એકાદા દિવસમાં ફોફાં જુદાં ન થાય તો બુરૂં ચોટી રહેવાથી જુવાર ચોખી થતી નથી તેમજ ઢગલો ભેળો રહેવાથી બફાઈ જાય છે, માટે ખેડુતોએ ખળામાં જુવાર લાવી તુરતજ તેને ઉપર પ્રમાણે ફોપ્રાં કાઢી સાફ કરી છુટક છુટક પહોળી કરી સુકવી નાંખવા કાળજી રાખવી.

૧૦ ત્યાર બાદ ચાર પાંચ રોજસુધી સુકાય તે પછી સુકાઈ ગએલી જુવારના તેના ચાલતા વહીવટ પ્રમાણે ખળાં કરી દરબારી મેહેસુલ ચુકાવી આપી બાકીની જુવાર દાણા વગેરે ખેડુતો પોતપોતાને ઘેર લઈ જાય છે.

## ૩ ( કાલાં કપાસ. )

૧ આપણે સર્વ જનમંડળ જે કપડાં ઘણાં ખરાં વાપરીએ છઇએ તે રૂમાંથી બનેલાં હોય છે. ઉમદામાં ઉમદા કેટલાક પોશાકો રાજા રજવાડાઓ અને મોટા માણુસોમાં વપરાય છે તેપણ રૂમાંથી બનેલા હોય છે. રૂમાંથી કપડાં થાયછે અને કપડાવિનાં રંકથી તે રાયસુધી કોઈ પણ માણુસને ચાલી શકતું નથી, તેટલામાટે રૂને ઘણીજ કિંમતી વસ્તુ જગતમાં સવ જનસમુહે ગણેલી છે.

૨ વેપારમાં પણ રૂનો વેપાર સર્વથી મોટામાં મોટો એટલાજ કારણુસર ગણાય છે. દર વરસ ઓછામાં ઓછું રૂ છ કરોડ રૂપીયાનું હિંદુસ્તાનમાંથી બહાર દેશાવર ખાતે જાયછે.

૩ રૂ પરદેશી, ભાવનગરી, ઘોઘારી, કાનચી, રોઝી એ નામે ગણાય છે.

૪ કાઠીયાવાડમાં ઘોઘારી રૂ વખણાય છે.

૫ ગુજરાતમાં પંચમહાલ શિવાય તમામ જગાએ રૂ થાયછે.

૬ ગુજરાતમાં ચરોતરના ભાગમાં રોઝી નામનો કપાશ થાયછે તે તેઓથી ઉતરતા દરજ્જાનો ગણાય છે.

૭ ધોલેરાનું રૂ ઘણું ઉચામાં ઉચું ગણાય છે. સન ૧૮૫૮ ની સાલમાં હિંદુસ્તાનના રૂ વિષે અમેરિકાના રૂની સરખાવણીમાં મી૰ સ્ટસન સાહેબનો પણ સારો વિચાર પડેલો હતો.

૮ હિંદુસ્તાનનું રૂ મજબુતાઈમાં અમેરિકાથી ઉતરતું નથી. અમેરિકામાં જે ઉંચી જાતનું રૂ થાયછે તેની સાથે હિંદુસ્તાનનું રૂ પણ મળી જાયછે. તફાવત એટલોજ કે અમેરિકાથી જે રૂ ઈગ્લાંડખાતે જાયછે તેની ગાંસડીઓ બાંધવામાં ૧, સાફ કરવામાં ૨, અને કપાશીયા ૩ જુદા પાંડવામાં જેટલે દરજ્જે યુનાઇટેડ સ્ટેટના લોકો ફીકર રાખેછે, તેટલે દરજ્જે હિંદુસ્તાનના લોકો ફીકર રાખતા નથી. તોપણ તેમ નહીં કરતાં ગાંસડીઓ બાંધવામાં ૧, સાફ કરવામાં ૨ અને કપાશીયા જુદા પાડવામાં બની શકે તેટલી ફીકરમંદીથી કામ કરવામાં આવે તો હાલ જેટલે દરજ્જે હિંદુસ્તાનનું રૂ વખણાય છે તેના કરતાં વધુ વખણાય. ઈગ્લાંડ મોકલવામાં આવતા રૂ સંબંધીમાં હિંદુસ્તાનના રૂ માટે જે નબળાઈ ગણવામાં આવેછે તે ઉપરનો સુધારો કર્‍યાથી તે દુર થઈ જતાં અમેરિકાના રૂની જે કિંમત ઈગ્લાંડમાં થાયછે તેટલીજ હિંદુસ્તાનના રૂ માટે પણ થઈ શકશે.

૯ કપાસના છોડને શીયાળામાં ઘણી ટાઢથી હીમ લાગી નુકસાન પહોંચે છે.

૧૦ એકની એક જમીનમાં કપાસ વાવવાથી જમીન ઉતરી જઈ ઘણો ખરો કપાસ છોડવા મોટા થયા પછી સુકાઈ જાયછે.

૧૧ એક વર્ષ વાસલ ખેતરને ખેડીને રાખી, બીજે વર્ષ તેમાં કપાસ વાવવામાં આવે તો તે પાક સારો થાયછે.

૧૨ કાંપવાળી કાળી જમીનમાં કપાસ ઘણો સારો થાયછે. અને કોઈ કોઈ જગોએ રાતડ જમીનમાં પણ સારો થાયછે.

૧૩ ચીકણી અને અતીશય ભેજવાળી જમીન કપાસને લાયક નથી.

૧૪ ખેતરમાં સ્થિર ભરાયેલું પાણી કપાસને નુકસાન કરેછે. કપાસ વાવવાનું ખેતર સારી રીતે ઉંડું વેંત ૧॥ સુધી ખેડાય તો સારૂં કહેવાય. વરાડ પ્રાંતમાં અજમાસ કરનાર મીસ્તર રીવેટ કારનાર ઉંડું ખેડાણુ કરવાથી તથા સારાં બીજ પસંદ કરી વાવવાથી તેના ફાયદા નીચેપ્રમાણે લખેછે.

૧ એક એકરે ૨૨૫ શેર રૂ સુધી ઉતરે છે. ૨ છોડ ઘણા તંદુરસ્ત અને મજબૂત ઉગેછે. ૩ છોડ પુષ્કળ ખોરાક મેળવવાને શક્તિવાન થાયછે. ૪ અણુચીંત્યો હવામાં ફેરફાર થાય તો આ છોડને નુકસાન કરતો નથી.

કપાસ વાવવાને માટે નીચે લખેલી જમીન પસંદ કરવી.

કાળી ભુરી કાંપવાળી અથવા કાળી.

રાતડ અને કરાળ.

ઉપર લખી જમીનમાંની કોઈ પણ જમીન પસંદ કરીને ખેતર નીચેપ્રમાણે ચોખ્ખું કરવું.

હળવતી પ્રથમ ૧॥ વેંતસુધી ઉંડું ખેડાણુ કરવું તે પછી ચાર બળદવતી ચોક કરી કળીઓ કાઢવું. એથી કરીને ખેતરમાં મુળ ઘાસ જાળાં વિગેરે કુલ જાતનો જે જે કચરો હોયછે તે તમામ નીકળી સાફ થાયછે.

ખેતરમાં ઢેપ્રાં માટીનાં હોય તો તેના ઉપર એક વરસાદ લઇને સમારને ઉપર ફેરવેથી ઢેપ્રાં ભાંગી ખેતર સરખી સપાટીમ આવી જાય છે. તે પછી દંતાળવડે ખેતરને ખેડવું એથી કરીને ખેતરમાં જામી ગએલી જમીન પોચી થાયછે અને ઉખડી જાયછે. તે પછી તેના ઉપર રાંપ ફેરવવાથી કચરો ખડ વિગેરે જે હોય તે નીકળી જઈ ખેતર તદન ચોખું થાયછે અને તે પછી એક વાંખત પાછું સમાર ફેરવી દેવું તેથી કરીને નાનું મોટું ઢેકું ભાંગી જઈ ખેતર તદન સપ્રાઈમાં આવી જાયછે.

ખેતર સાફ રીતે થયા પછી બીજ વાવવાસારૂ દંતાળના હુથીઆરનો ઉપયોગ કરવો જોઇએ. તે એવી રીતે કે દંતાળ ઉપર દાંડવા મુકવા તેની ઉપર ઓરણી મુકવી અને તે ઓરણીમાં બીના કપાશીયા જે પસંદ કરેલા હોય તે નાખતાં જવું અને દંતાળવડે જમીન ખેડાતી જાય તેમાં તે બીજ ઓરતાં જવું.

આ બીજ વાવવાના સંબંધમાં મુખ્ય એટલીજ કાળજી રાખવાની છે કે એકસરખી રીતે હાંકે જવું. બહુ ન હાંકવું, ધીરે ન હાંકવું, કોઈ જગોએ ઉભું રહેવું નહિ પણ એક છેડેથી જેવી મીસલે હાંકવું તેજ પ્રમાણે સામા છેડાસુધી હાંકે જવું કારણ બહુ હાંકવાથી બી પારવું પડી છોડવા જુદા જુદા ઊગેછે જેથી ઉપજમાં નુકસાન થાયછે.

ધીમે હાંકવાથી બહુ ઘાટું વવાઈ ઘાટા ઉગેછે અને તેમ થયાથી એક બીજા છોડ સ્વતંત્રતાથી વધી શકતા નથી પણ પરસ્પર એક બીજાને ફાલવા ન દેતાં અને અંદર અંદર દબાણમાં આવી ફાલી શકતા નથી તેથી ઉપજ ઘણી કમતી આવેછે.

એક જગોએ ઉભા રહેવાથી ઘણાં બીજની ત્યાં ઢગલી થાયછે તેથી તે બીજ રદ જાયછે અને છોડવા ઉગી શકતા નથી. એટલામાટે ખેડુતોએ મુખ્ય ચતુરાઈ વાવણી કરવામાં રાખવી જોઇએ. ખેડુતોમાં ચાલતી એક કહેવત છે કે વાવણી ઘીતાવણી એટલે જેવી ઘી તાવવામાં કમીપણું રહે તો કાચું રહે અને બહુ તાવવામાં આવે તો આકરૂં થઈ જાય એટલે બળી પણ જાય અને કાચું પણ રહે. તેમ અગ્નીની આંચની ફીકર જેમ રાખવી પડેછે તેમ આ વાવણીના કામમાં પણ ખેડુતે પુરેપુરી ફીકર એકસરખી રીતે બીજ વાવવામાટે રાખવી જોઇએ.

કાલાં કપાસના બી માટે ખેડુતોએ એવી ગોઠવણ કરવી કે જે વખતે પોતપોતાના ખેતરમાં કાલાં કપાસના છોડ ઉભા હોય અને પાકી ગયેલ સ્થિતીમાં જે વખતે માલુમ પડે તે વખતે પોતે

જાતે ખેતરમાં ફરીને તમામ ઉગેલા છોડ નજરમાં લેવા અને જે છોડવાઓમાં ઘણાં કાલાં બહુ ફાલવાળાં ઉભરાઈ જતાં કપાસવાળાં હોય તેવાં કાલાંઓ બીજને માટે જુદાં વીણી લઈ એ કાલાંનો કપાસ જુદો કાઢી જુદો પીલાવી તેમાંના કપાશીયા જે નીકળે તે બીનેમાટે પસંદ કરવા અને તેજ કપાશીયાનું બીજ વાવવું.

દરબારી વજે હિસાબે જે થાય તે બીજાં પોતાનાં કાલાં કપાસમાંથી દેવો—ઉપર લખેલું બી પસંદ કરેલી જમીનમાં ઉપર લખ્યા પ્રમાણે ખેતર ચોખું કરીને સદરહુ બીના કપાશીયાને વાણુના ખાટલા ઉપર ચાળી કાઢી ધુડમાં રગદોળી રાખમાં ભેળી પહોળા કરવા. જેથી દરેક કપાશીયો છુટો થઈ વાવણીમાં છુટો છુટો વવાય. એમ કરવાનું કારણ એટલુંજ છે કે કપાસના તાંતણાના સંબંધને લઇને એક બીજા વળગી રહેછે, તે ઉપરની ક્રિયાથી જુદા પડેછે.

વાગડીયું અને લાળીયું એ બે જાતનું બી કપાશીયાનું હોયછે. લાળીયાનો કપાસ છુટો અને કાલું ફાટી જાયછે અને વાગડીયાનું ઢાંકેલું રહેછે. કાલું કાળી જમીનમાં સારૂં થાયછે અને કપાસ કરાળ જમીનમાં વધારે સારો થાયછે.

કાલાં કપાસ અશાડ મહીનામાં પુષ્કળ વરસાદ વરશ્યા પછી વવાય છે. અશાડ અને શ્રાવણ એ બે મહીનામાં કાલાં કપાસની વાવણી થાયછે. ઉપરની રીત પ્રમાણે વવાઈ રહ્યા પછી આઠમે દિવસ છોડવા ઉગેછે અને ૧૫ દિવસ થયાબાદ વખેડુ ફેરવવામાં આવેછે તેનાથી ઘાસ કચરો નીકળી જઈ મહોલ ચોખ્ખા થાયછે.

## શેરડીના વાડ કરવા બાબત.

૧ શેરડીના વાડ કુવારી જમીનમાં થાય છે.

૨ જે જમીનમાં કોઈ દિવસ વાડ ન થયો હોય તે જમીન

કુવારી કેવામાં આવે છે અને વાડ ઘણું કરી કરાલ જમીનમાં થાય છે.

૩ વાડને માટે પ્રથમ જમીન વિઘા. ૫–૮–૧૦–૧૨ એક વરસસુધી ખેડયા કરી પસીયું રાખવું અને બીજે વરસે વીઘા એકે ગાડાં ૧૦૦ પ્રમાણે ખાતર જેટલા વિઘાનો વાડ કરવો.હોય તેટલા વિઘામાં નાંખવું.

૪ વીઘા એક જમીનમાં કયારા ૫૦ થી ૬૦ લગણુ બાંધવા અને તે કયારાઓમાં ખાતર નાંખવું.

૫ ચીચોડો જુતે ત્યારે માણુસ ૧૮ તથા બળદ ૧૬ ચીચોડો ફરી રહે ત્યાંસુધી રાખવાં પડે છે અને બારે માસ માણુસ ત્રણુ તથા ૮ બળદ જોઇએ. વાડ વાવવા પેલાં તેનું બીજ સારૂં મજાનું લેવું. તે બી કરાલ જમીનનું લેવું પણ કોબુ જમીનનું લેવું નહીં.

૬ બીજમાટે ત્રણુ આંખવાળું કાતળું લેવું અને તેવાં કાતળાં દરેક કયારામાં ખાતર ફેળવી પાણીથી કયારા ભરવા અને તે જમીન પાણીથી પલળી જાય ત્યારે તેમાં કાતળાં વાવવાં.

૭ તે કાતળાં પ્રથમ કાપામાં એટલે લુગડાંની પૂાંટમાં નાંખવાં અને તે એક એક હાથેથી લઈ જમીનમા ઉભાં નાખી તેના ઉપર પગ મેલવો એટલે તે પગના ભારથી જમીમાં ઉડાં જાશે.

૮ એ રીતે વાવ્યા પછે તેના ઉપર છ સાત દિવસ પછે પાણી પાવું. એ રીતે મહીનામાં આઠ વાર પાણી પાવું. અને તે માસ ૧૨ સુધી પાણી પાવું.

૯ વાડ સારો થાય તો ચીચોડો જોડી વાડ પીલવો અને નરસો થાય તો તે વાડ બીએ વેચી નાંખવો.

૧૦ વાડમાં મગ, ગુવાર, ચીભડાં, ડુંગળી, ગલકાં, વાલોળ,

એરડા, એ પ્રમાણે વવાય છે. તે વાવેતર જો મગનું હોય તો વાડમાં વાવવું અને બાકીનાં બધાં વાડે ફરતાં વાવવાં.

૧૧ વાડ પીલવો ઠરે તો પ્રથમ બાવળનો ચીચોડો કરાવવો તે રૂ. ૨૫–૩૦ સુધીનો થાયછે અને તે ઉભો કરી ચાલતો કરે તેનું બીજું રૂ. ૨૫–૩૦ ખરચ થાયછે. તે વાડમાં લઈ જઈ ઊભો કરવો કે તેની પાસે એક ગારાની કુંભાર પાસે કુંડી કરાવવી અથવા લોઢાની કુંડી કરાવી રાખવી. બીજું એક ચુલ પણ તે પાસે કરાવી રાખવી અને તેના ઉપર ગોળ પકાવવામાટે એક મોટી લોઢાની કડા લાવી મુકવી. અને તે કડાને મીઠું દેવું, તે એવી રીતે કે અડદનો લોટ કરાવી તેમાં રસ નાંખી તે સડદડીયું થાય એટલે તે કડાના તળામાં ખુબ ઘસવું તે વાલોળ એરડાના પાનથી ઘસવું.

૧૨ આ કડા ચુલા ઉપર મુકવી અને નીચે દેવતા સળગાવવો. શેરડી પ્રથમ વાડમાંથી લાવી, ચીચોડામાં નાંખવી. તે શેરડી ચીચોડામાં નાંખનારને ખેડુત લોકો ઓરાવો કહેછે. તે શેરડી ચીચોડામાં નાંખે છે અને તેની સાંમે એક જણ તે શેરડીના છોતા લેતો જાયછે તેને છોતાવો કે છે. તે આઠ વાર છોતા લઇ લઈ પેલા ઓરનારને આપતો જાયછે. એ રીતે આઠ વાર એક એક સાંઠો ચીચોડામાં નંખાય છે ત્યારે તેમાંથી રસ પુરેપુરો નીકળે છે. તે રસ એક કુંડી જે નીચે કરી હોય તેમાં નાળવામાંથી જાયછે. તે કુંડીમાંથી ઘડા ભરી રસ પેલી કડામાં ગાળી નાંખેછે.

૧૩ કડામાં ગોળ પાકે તે પકવનારને ગરાળો અથવા ગળાવો કેવામાં આવેછે. તે ગોળને પકાવે છે, અને એક જણ ચુલામાં વારી નાંખેછે તેને ઝાડબારો કેવામાં આવેછે.

૧૪ ગોળની કડા ૧૨ દિવસ રાત્રિ મળી ચડેછે અને દરેક કડાએ મણ દોઢથી બે મણસુધી ગોળ ઉતરે છે.

૧૫ કડા પાકી જાય એટલે તેમાંનો ગોળ થાળામાં નાંખેછે અને પાવડી વતી તેને હલાવી થાળા જેટલામાં પાથરે છે પછે તે થાળામાં નાંખેલ હોય તેમાંથી માટલું અથવા ઘડામાં ભરેછે તેમજ કોઇ કોઇ લોકો ભીલાં પણ પાડેછે.

૧૬ માટલાં સારાં મજબુત ખેડુત લોકો કુંભાર પાસે પ્રથમથી કરાવી રાખેછે અને તેમાં પછે ગોળ ભરેછે.

૧૭ આ માટલાં મુકવા માટે એક માટીની ઝુપડી કરેછે અને તેમાં જાવાનું એક નાનું બાર હોયછે. તમાંમ વાડ પીલાઇ ગયા પછે અને ગોળ માટલામાં ભરાઈ માટલાં ઝુપડીમાં મુકાઇ ગયા પછે તેમાંથી દરબારી વજે આપેછે. અગર વીઘોટી હોય તો તે આપેછે. આ ઝુપડીને ગળવાવ કેહેછે.

૧૮ વાડ ફરતો હોય ત્યારે, બાવા જોગી લોકો આવી અડંગા નાંખી મરજી પ્રમાણે ગોળ લઇ જાયછે અને ખેડુતો તેને તેની મરજી પ્રમાણે ઘણે ભાગે આપેછે.

૧૯ મરજી પ્રમાણે આપવાનું કારણ એવું છે કે, વાડ કરવામાં જીવ જંતુ ઘણા મરેછે તે પાપનું નીવારણ થવા માટે ખેડુતો બાવા જોગીઓને સારી રીતે ગોળ આપી પુણ્ય કર્યું એમ માનેછે.

સારો વાડ થાય તો વિઘા એકે ગોળ મણ ૫૦ થી ૭૫ સુધી થાયછે. તેની કીમત કોરી ૫૦૦ થી ૭૫૦ સુધી આવેછે. એટલે રૂપૈયા ૧૫૦ થી ૨૦૦ સુધી આવે છે દસ વીઘાનો વાડ હોય તો કોરી ૫૦૦૦ એટલે રૂપૈયા ૧૫૦૦ સુધી આવે અને ખરચ વિઘા એકે રૂપૈયા ૫૦ થી ૭૫ થતાં વીઘા ૧૦ નો વાડ હોય તો રૂપૈયા ૬૦૦ થી ૭૫૦ સુધી ખરચ થાય છે.

# જમીનની જાત અને તેનો દર.

૧ જમીનની જાત ત્રણ પ્રકારની છે. બારેત, ૧ પીત, ૨ તથા કયારડા ૩.

૨ બારેત જમીનને જરાયત જમીન કહેવામાં આવે છે અને પીત જમીનને બાગાયત કહેવામાં આવે છે.

૩ જે જમીનનો મોલ વરસાદના પાણીથી પેદા થાય છે તેને બારેત જમીન કહેવામાં આવે છે.

૪ જે જમીનમાં કુવાના પાણીથી અથવા તળાવ, નદી, કે સારણના પાણીથી મોલ ઉત્પન્ન થાય છે તેને પીત જમીન કહેવામાં આવે છે.

૫ કયારડા જમીનને કયારી કહેવામાં પણ આવે છે. તેની અંદર પાળાં બાંધી ચોમાસનું પાણી રોકી રાખી ડાંગરના તૈયાર કરેલા રોપાઓ વાવે છે.

૬ બારેત જમીનના પેટામાં કરાળ કોમુ નૈયડ વગેરે ઘણી જાતો છે.

૭ જમીનનો રંગ કાળી, બેસર, અને ગોરાડુ છે.

૮ તદન્ન કાળી જમીનને કરાળ કહેવામાં આવે છે.

૯ કાળી અને ગોરી એ બે મિશ્રિત રંગવાળી જમીનને બેસર કહેવામાં આવે છે.

૧૦ ભુરા રંગવાળી જમીનને ગોરાડુ કહેવામાં આવે છે.

૧૧ દર બેસારવાના સંબંધમાં જમીનના નીચેપ્રમાણે ત્રણ વિભાગ કરવામાં આવે છે.

૧ ભાઠા અથવા કાળી બેસર એ પહેલા નંબરની જમીન ગણાય છે.

૨ નદીના પોલાણમાં કાંપ જામી તળી બંધાય છે તે તથા જે જમીનમાં નદીની રેલ પૂરી કાંપ જામે છે તેને કાળી બેસર કહેવામાં આવે છે. વળી જે

કાળી અને ગોરી એ બે રંગવાળી જમીન હોય છે તેપણ પહેલા નંબરની ગણાય છે.

૩ ગોરાડુ જમીન બીજા નંબરની ગણાય છે. તેના ઉપર બીજા નંબરનો દર બેસે છે.

૪ કાંકરીવાળી જમીન ત્રીજા નંબરની ગણાય છે, અને તેના ઉપરે ત્રીજા નંબરનો દર બેસે છે.

૧૨ પહેલા નંબરની જમીન ૧॥। પોણા બે હાથ ઉંડી હોવી જોઇએ.

૧૩ બીજા નંબરની જમીન ૧॥। પોણા બે હાથ હોય તોપણ ચઉદ આના ગણાય છે.

૧૪ ત્રીજા નંબરની એક હાથ જમીન ઉંડી હોય તોપણ તેના ઉપર છ આના દર બેસે છે.

૧૫ આ ત્રણ પ્રકારની જમીનમાં નવ પ્રકારની ખોટ હોયછે. તે નીચેપ્રમાણે.

| | |
|---|---|
| ૧ ચુનખડ. | ૨ વાલસર. |
| ૩ રેસવટ. | ૪ કરલ. |
| ૫ ખાર. | ૬ ઉતરવટ. |
| ૭ ધુપૂણ. | ૮ ઉપલવટ. |

૧ ચુનાનાં ઝીણાં ઝીણાં રજકણ અથવા કાંકરાવાળી જમીન હોય તો તે ચુનખડની ખોટ સમજવી.

૨ કાંકરી અથવા રેતી નીકળે તો વાલસરની ખોટ સમજવી.

૩ ઝીણી રેતી જાસ્તી હોય ને જમીનની ચીકાશ ઓછી પડે તો તે રેસવટની ખોટ ગણાય.

૪ ઘણી કઠણ અને ભારે પાણી ન ચુસે તેવી જમીન હોય તો કરલનો દોષ ગણાય.

૫ એક પ્રકારનું મીઠું જામેછે તે મોલને ઉગતાં ઠીક

દેખાડી પાછળથી આળે છે તેને ખારની ખોટ ગણવામાં આવેછે.

૬ ઢાલવાળી જમીન તેમાં પાણીથી મોલ ધોવાઈ જાય છે તેને ઉતરવટની ખોટ ગણવામાં આવેછે.

૭ પાણીના વહેવાથી જમીન ખોદાઈ જાયછે તેને ધ્રુ-પ્રૂણની ખોટ ગણવામાં આવેછે.

૮ જે ખેતરમાં અતી પાણી રહ્યા કરેછે જેથી ભીના-શના સબબથી મોલ સડી જાયછે તેને ઉપલ-વટની ખોટ ગણવામાં આવેછે.

૧૬ સદરહુ દોષમાંના કોઈ પણ દોષવાળી જમીન જોવામાં આવે તો દરેક દોષે બબે આની કમી દર લાગેછે.

૧૭ દરેક વીશ વીઘાને ખેતરે થોડામાં થોડી ચાર જગોએ ખાડા કરી તપાસ કરી જોવો. તે ખાડા પોણાબે હાથ ખોદવા. જે ઉપરથી ગુણ દોષ જાણવામાં આવશે.

૧૮ ઉપર પ્રમાણે ૧॥ પોણા બે હાથ ખોદતાં કમી ખોદાય તો દરેક પા હાથે બબે આની દર કમી ગણવો.

૧૯ નંબર ૧ એકની જમીન ઓળખવાની રીત નીચેપ્રમાણે.

૧ ઉંડી હાથ પોણાબે.

૨ કાળાથી ઘેરા ભુરા રંગવાળી.

૩ ઝીણા રજકણવાળી.

૪ તમામ દોષરહિત.

૫ પાણી ચુસી લે તેવી.

૬ પાણી મચી રહે તેવી.

૭ મહેનત વિના ઉત્તમ પીત થાય.

ઉપરના સાત ગુણવાળી જમીન પહેલા નંબરની ગણાયછે.

૨૦ નંબર ૨ ની જમીન નીચેપ્રમાણે ઓળખાય છે.

૧ ઉંડી હાથ પોણાબે ચાશીયા ઘણાં ન થતા હોય તેવી. દર ચઉદ આના.

૨ ગોરાડુ જમીન રાતા રંગવાળી.
૩ રજકણ ઘણા બારીક.
૪ ચીકણી.
૫ વજનમાં હલકી.
૬ પડતર રાખવા જરૂર ન પડે તેવી.

ઉપરના ગુણ છવાળી જમીન બીજા નંબરની ગણાય છે.

૨૧ નંબર ૩ ની જમીન નીચેપ્રમાણે ઓળખાય છે.

૧ રંગે પીળી.
૨ જાડી.
૩ જલદી ચુરો થાય તેવી.
૪ પાણી ચુસી લેતાં પણ સુકી રહે.
૫ મોલ સારો ન થાય.

ઉપરના ગુણવાળી જમીન ત્રીજા નંબરની ગણાય છે.

૨૨ ક્યારડા જમીનમાં હમેશાં ભીનાશ ટકી રહે છે.

૨૩ પીતના કુવાનાં પાણી ચાર પ્રકારનાં હોય છે.

૧ મીઠું. ૨ મોળું.
૩ પીવાજેવું. ૪ પીવાજેવું નહીં.

૧ ડાંગર ઘઉં અને જવ એ પહેલા નંબરના પાણીમાં ગણાય છે.
૨ જે કુવાનું પાણી દશ હાથ નીચું હોય તો તે પાણી ઉપર ચાર ગુણ ચઢે. એટલે આઠ આના જાસ્તી દર ચઢે છે.
૩ દરેક દોષે બે આના કમતી કરવા અને દરેક ગુણે બે આના ચઢાવવા.
૪ સતર હાથ નીચું પાણી હોય તો ત્રણ ગુણ ચઢે છે.
૫ પાંતરીશ, ચોવીશ; હાથ ઉંડુ હોય તો બે ગુણ ચઢે.
૬ એથી ઉપરાંત હોય તો એક ગુણ ચઢે. તે દરમીયાનની સંખ્યાના હાથ, પાણી ઉંડું હોય તો તે

બદલ જે એ સંખ્યાની દરમીયાનના હાથ હોય
તેનો નીમે ભાગ થાય ત્યાંસુધી પાછલી પ્રત
રાખી ગુણ ચઢાવવા અને તે ઉપરાંત થાય તો
આગલી પ્રત ચઢાવી તેના ગુણ ચઢાવવા.

## જમીન અને પાક.

સઘળી જમીનમાં ખેડ થતી નથી, ધારોડ, ડુંગરાળ, ધોવાણ, ખારી, એ જમીન ખેડવાલાયક હોતી નથી, પણ તેમાં ઘાંસ થાયછે, તેમ તે જમીન ખેડ તથા ઝાડીના ઉપયોગમાં આવેછે.

ધોવાંણ જમીન એ અસલ ખરાબાની જાત નથી, પણ પાણીના જોરથી જમીનની સરખી સપાટી ચુંથાઈ જઇ જુદાં જુદાં નેહેરાંઓ પડવાથી ખાડા ખડીયાનેલીધે તે જમીન ખેડવા લાયક રહેતી નથી પણ તેનો ઉપાય ધારે તો થઈ શકે તેવું છે. એટલે જે બાજુથી પાણીનું જોર લાગતું હોય, તે જોર ઓછું કરી એક ઉંડી જગ્યોમાં પાણી વેતું કરવું, કે જેથી આજુબાજુની જમીનને એ પાણીના જોરથી હરકત આવે નહીં, બલકે પાણીનું વધતું જતું ધોવાંણ અટકે અને ધોવાંણ થએલી જમીન નવી માટી પુરાઇ સરખી થાય.

જ્યારે કોઈ પણ જમીનમાં ધોવાંણ થવા માંડે ત્યારે ખેડનું કામ થોડા જોરથી ચલાવવું, અથવા બંધ રાખવું. કારણ ખેડથી ઉખડેલી ધુડ ધોવાઈ જઇને જમીન વધારે પાતળી પડવાપણું છે.

કરાળ અને કાળી ભોયમાં ખેડની મેહેનત વધારે પડેછે.

જે જમીનમાં પુરબીયા તલ અને ચણાનો પાક થયો હોય તે જમીન આવતા વરસને માટે વધારે કીમતી ગણાય છે, ને તેમાં જાર, બાજરો, વણ, એ ઘણાં સારાં થાયછે.

પણ જો કજાડ જમીન રહી હોય અને અસાડા તલનું વાવેતર તેમાં થયું હોય તો તે જમીન ફકત બાજરાના પાક માટે ઉપયોગી થાયછે.

જુવાર, કપાસ, ચણા, પુરબીયા તલ, એમાં જેટલી ખેડની

જરૂરીયાત છે તેટલી બાજરા તથા અસાડા તલને માટે જરૂરીયાત નથી.

ખેડનું કામ જેવું ચોમાસું વીત્યા પછે તુરતજ કે ચોમાસામાં અગર એક વરસાદ થયા પછે જેવું સીધું પડેછે તેવું શીયાળા ઉનાળામાં પડતું નથી કારણ કે તે વખતે જમીન પોચી હોવાનેલીધે ખેડનું કામ થોડી મેહેનતથી થાયછે.

ખેડ થઈ રહ્યા પછે તેમાં ઢેપાં ભાંગવાં અથવા કાંસ દાઠાં વિગેરે ભેળું કરવાસારૂ કળીયું હાંકવું પડેછે.

નવી જમીનમાં એ કળીયું ચાર બળદથી હંકાય છે અને જુની જમીનમાં પણ બે ઘણ નાંખવી હોય તો ચાર બળદ અને એક ઘણ નાંખવી હોય તો બે બળદથી કળીયું હંકાયછે.

કળીયું હાંકયા પછે જમીન વાવવા લાયક થાયછે.

આરદ્રા નક્ષત્ર એટલે જુન માસના બીજા પખવાડીયામાં વાવણીનો વખત વધારે અનુકુળ છે.

ધારોડ જમીન થોડે વરસાદે પણ વાવણીને લાયક થાયછે પણ કાળી કરાળ એવી બીજી જમીનમાં વધારે વરસાદ જોઇએ.

સાતથી વીસ તસુ સુધીનો જમીનમાં વરસાદના પાણીથી ત્રે બેસે તો એ વખત વાવણીને માટે બસ ગણાયછે.

આરદ્રા નક્ષત્ર વીતી જાતું હોય અને જમીનમાં વરસાદની ભીનાસ ત્રણ તસુ ઉપર અને સાત તસુની અંદર હોય તોપણ કેટલાએક આરદ્રાની વાવણી જવા દેતા નથી. પણ તેવી વાવણીને પાછી વરસાદની તુરત જરૂર પડેછે.

જેમ વધારે ત્રે ઊંડો હોય; તેમ વરસાદની તંગી વધારે વખત ભોગવી શકાય, પરંતુ જો આગતરો વરસાદ ઓછો હોય તો મુળ ત્રેવગરની વાવણીનો મોલ કરમાતો જાયછે.

જમીનની અંદરની ભીનાસ સાથે ઉપરની ભીનાસ મળે ત્યારે ત્રે ભેળાયો એમ કહેછે અને એવે વખતે કપાસની વાવણી પણ ભેળી કરેછે.

જુવાર, બાજરા, કઠોળ, બંટી, કાંગની વાવણી થોડે વરસાદે થઈ શકે, તેવી વણુની વાવણી થોડે વરસાદે થઈ શકતી નથી, તેને વધારે ભીનાસવાળી જમીનની જરૂરીયાત પડેછે.

ખેડના કામમાં જેમ હળ, કળીચું, દંતાળ હોયછે તેમ વાવણીને વખતે ઓરણીનો ઉપયોગ થાયછે.

ઓરણીને ત્રણ નળ હોયછે. અને જારના વાવેતર વખતે પાંચ નળ લગાડેછે.

જારના વાવેતર શીવાય, પાંચસરી ઓરણીનો ઉપીયોગ થતો નથી.

ધાટી જારના વાવેતરમાં દાંણો થોડો મળેછે અને નીંદણ વધારે થાયછે.

કોઈ પણ મોલ ઓરણી વિના વવાતો નથી. ફ્કત કોઈ ઠેકાણે ઘઉં છાંટીને વવાય છે તેમ કમોદપણ કયારડાની જમીનમાં અગાઉથી રોપ તયાર કરી પછે રોપ ચોપેછે.

વાવણીમાં ઓરણીના ઉપયોગ સાથે વાવનારના હાંકયાની તથા બી ઓરણીમાં નાંખવાની ચતુરાઈ તથા હસ્તક્રીયાની સરખાઇનો પણ ખપ પડેછે.

બળદ એવી રીતે હાંકવા જોઇએ કે સર વાંકી ન થાય સરખોજ દાંણો પડે તેમ બળદ ઉતાવળા ન ચાલે કે કોઇ જગ્યો ખાલી ન રહી જાય તેમ એવા ધીરા પણ ન ચાલવા જોઈએ કે એક ઠેકાણે ઢગલો થઈ જાય.

તેવીજ ક્રીયા ઓરણીમાં બી ઓરવાની પણ થવી જોઇએ કે એક જગ્યે બીનો ઢગલો થઈ ન જાય કે બીજી જગ્યે પાંખું પડે.

જુવારનું બી વાવવામાં ઉનાળુ એટલે છાસઠીયાનું લોકો વધારે પસંદ કરેછે તેનું કારણ એવું છે કે એ બીથી વાવેલી જારને ઇંગારો લાગતો નથી.

ઇંગારો એટલે જુવારના દાંણા કાળા પડી ચોળવાથી રાખ જેવા થઇ જાયછે અને તેમાં અનાજનો કસ રેતો નથી.

ઘઉંના બી માટે પણ ચાસીયા ઘઉં વધારે પસંદ કરવામાં આવેછે તેનું કારણ કે તેનો દાંણો કાંઈ ઝીણો હોવાથી થોડા વજનના ઘઉંની વધારે બીની ગરજ સારેછે.

જમીન ઘણી જાતની હોયછે. કાળી કરાળ, રેતાળ, ધારોડ, કાંકરીયાળ, કોળાંણુ, ગોરાડુ અથવા રાતડ એવે નામે ઓળખાય છે.

ધારોડ કાંકરીયાળી અને ગોરાડુ એ જમીન હલકી ગણાય છે.

કાળી કરાળ, કોબાંણુ, એ જમીન પાક માટે ચઢીયાતી ગણાય છે.

હાલની સુધરેલી વિદ્યા પ્રમાણે તો જમીનની જાતો સાથે તેમાં રહેલાં જુદાં જુદાં ક્યાં કેટલાં પ્રમાણમાં રહયાં છે એ તપાસી તેનું ઉપીયોગીપણું થોડું વધતું લાભ આપનારૂં ગણવામાં આવે છે; પરંતુ દેશ ભાષામાં કીંવા દેશીઓમાં ભુસ્તર વિદ્યા સંબંધીનું વિષેશ જ્ઞાન ન હોવાથી આ જગે તે બાબત બહુ બતાવવા જરૂર ધારેલી નથી.

આ દેશમાં જમીનની પરીક્ષા તેનું દળ સરખી સપાટી ઉપરથી વિષેશે કરીને કરે છે. જમીનનો ઉપલ્યો ભાગ કાળો અથવા કરાળ હોય પણ તે દળમાં પાતળી હોય એટલે નીચેથી તેનું વર્ણ બદલાઈ જતું હોય તો કાળી અને કરાળ છતાં પણ તે વધારે લાભ આપી શકે નહીં. પણ જેમ આવળ વધુ તેમ તે વધારે આપનારી જમીન થઈ શકે છે.

જુવાર, બાજરો, કપાસ, કાલાં, ઘઉં તથા શેરડી દરેક પાકનેમાટે કાળી અને કરાળ જમીન વધારે લાયક ગણાય છે.

રેતાળ કાંકરીયાળી ધારોડ એમાં બંટી, કળથી, તલ, જુવાર, મઠ, એ પાક સારો થાય છે પણ તે જમીનમાં કપાસનો ભાગ સારો થતો નથી.

કપાસીયા બી માટે છુટા પડે તેટલામાટે તેને વાંણના ખાટલા ઉપર ચાળી કાઢી ધુળમાં રગદોળી રાખમાં ભેળવી પોળા કરે એટલે દરેક કપાસીયા છુટા થઈ જાય છે કારણ કે જ્યાંસુધી તેમાં

કપાસના તાંતણાનો સંબંધ હોય ત્યાંસુધી એક બીજાને વળગેલા રહે પણ ઉપલી ક્રીયાથી તેના તાંતણા ઘસાઈ જવાને લીધે કપાસીયા જુદા પડે છે.

કપાસીયામાં બે જાતનાં બી થાય છે, એક વાઘડીયું અને બીજુ લાળીયું.

લાળીયાનો કપાસ છુટો ને ફાલું ફાટી જાય છે અને વાઘડીયાનું કાલું ઢાંકેલું રહે છે, કાલું કાળી ભોંયમાં વધારે જોર કરે છે અને કપાસ કરાળમાં વધારે થાય છે.

વાવણીમાં કેટલાક ઝીણા દાણાનાં બી હોય છે તે ઓરણીમાં વધારે નીકળી ન જાય તે માટે વેળુ કાંકરી ઝીણી બી સાથે મેળવેછે કે જેથી એક જગે બી વધારે જથાબંધ ન નીકળી પડે. જાર વાવ્યા પછે ત્રણ દિવસે ઉગી બહાર નીકળે છે, બાજરો ચોથે દિવસે બહાર નીકળે છે. કઠોળ પણ એટલેજ દિવસે બાહાર નીકળે છે, તલ ચોથે દિવસે, કપાસ પાંચમે દિવસે, ચાસીયા ઘઉં છઠે દિવસે અને વાડીના ઘઉં ચોથે પાંચમે દિવસે બહાર નીકળે છે.

કઠોળ તેમજ બાજરા ભેળા વવાય છે ને એરડી પણ કપાસીયા ભેળી વવાય છે.

મોલમાં એક મહિના પછે બેલી ફૂરેવવું જોઇએ અને જાર બાજરામાં વીશ દિવસ પછે બેલી ફેરવવું જોઇએ.

બેલી એટલા સારૂ ફેરવવું કે ખેતરમાં બીડ વિગેરેનો ભરાવો થયો હોય તે પડી જતાં જમીન પોચી થઈ ઉપર તળે થાય છે એજ મોલની પેદાસને તાજી પુષ્ટિ મળે છે.

ખેતરમાં ખડનો વધારે ઉગાવો હોય તો મજુર કરી ખડ બાહાર કાઢવું. કારણ જમીનની ભીનાસ ચોકસ મોલ સાથે ખડ પણ ચુસે છે અને ખડનાં થુંમડાંઓ મોલના ઉગતા કોંટાઓને વધવા દેતાં નથી.

જેમ ખેતર વધારે ચોખું તેમ મોલ વધારે જોરમાં આવે છે.

વાવણીનું કામ વરસાદ થયો કે તુરત થાતું નથી પણ ખેતરનું ઉપલું પાણી ભરાઈ જાય ને ભીનાસ રહે ત્યારેજ વાવણી થાયછે.

ધારોડ કાંકરીયાળ, રેતાળ, તથા ખારમમાં વેહ્લી વાવણી થાયછે.

કરાળ તથા કાળી જમીન જેમાં ભીનાસનો ત્રે વધારે ટકે તેમાં બે દિવસ પાછળ વાવણી થાયછે વાવ્યા પછે તુરતજ એક બે દિવસમાં ધડબડીયો વરસાદ થાય તો મોલ જોર કરી શકે નહીં. અને તેથી ફરી પણ કેટલીક જગ્યોએ વાવણું પડેછે. માટે જો થોડો થોડો વરસાદ વરસે તો મોલ ઉગવામાં હરકત આવતી નથી.

બે પાંદડે મોલ થયા પછે તેને જળ અથવા વાની ધાસ્તી રેતી નથી.

મોલ ઉગવા સાથે બાજરા, બંટી, ઘઉંને જીવડાંઓની ધાસ્તી રહેછે, પણ જુવાર કપાસ કઠોળને તે ધાસ્તી રેતી નથી.

આ જીવડાંઓ ટીડડાં, કાળરીયાં, કાસારી ખપેડી એ નામનાં હોયછે તેઓ પાક ઉગીને બાહાર નીકળતાંજ ખાવા માંડેછે.

જો ઘણો વરસાદ હોય તો એ જીવડાંઓ તેની ઇંડારો મરી જવાથી કે ધોવાઈ જવાથી થોડાં થાયછે પણ એલીબંધ વરસાદ ન હોય તો જીવડાંઓની ધાસ્તી વધારે રહે છે.

આરદ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પુરવા, ઉત્તરા અને ચિત્રા એ નક્ષત્રોમાં એક કડવું ને એક મીઠું વરસે તો તેમાં જીવડાં વધારે લાગે ને વાવેલો મોલ જોર કરે નહીં ને મીઠું નક્ષત્ર વરસે તેમાં જીવડાંની ખા આગલાં નક્ષત્રોની હોય તો તે બંધ કરે ને મોલ જોર કરે.

પેલું, બીજું, પાંચમું, સાતમું, આઠ આ મીઠાં નક્ષત્રો કહેવાય છે અને બીજું, ચોથું, છઠું, આ નક્ષત્રો કડવાં કહેવાયછે.

ચીત્રા નક્ષત્રમાં વરસાદ કરતાં તડકાની વધારે જરૂર છે. મો-

લના પાકનો આધાર હુસ્તના વરસાદ ઉપર જેમ છે તેમ ચીત્રાના તડકા ઉપર પણ છે.

એક વખતે બેલીહાં કપાયછે જો તુરત વરસાદ થાય અને મોલ બહુ વધી ન ગયા હોય તો વરાપ થયા પછે પાછી બેલી મોહોલમાં હાંકવી પડેછે.

જેટલા છોડને ઉછેરવાનું જમીનનો કસ અને જગ્યા હોય તેટલીજ જગ્યોમાં તેટલો છોડ જોર કરી શકે, તે કરતાં વધારે છોડ થયા હોય તો બધા છોડને જમીનને પુરતો ખોરાક ન મળતાં છોડ વધી અથવા જોર કરી ન શકે અને તેથી પણ તેને ખડનાજ માફક કાઢી નાંખવા પડેછે.

આ કાઢેલા છોડવાઓમાં બાજરો તથા કઠોળના છોડો તુરત જાનવરોને ખાવામાટે કામ આવેછે, પણ જારનેમાટે સરૂઆતમાં કડવાંણુ વધારે હોયછે.

વરસાદની વાવેલી જાર કે વાડીનો વાવેલો છાસટીઓ હોય પણ તે ઊગીને બાહાર નીકળ્યા પછે તેમાં વરસાદનું પાણી કે વાડીનું પાણી પૂર્યા શિવાય કાતળીએ ચઢયા વીના જો તેનો ચારો બળદ વિગેરે જાનવરના ખાવામાં આવે તો તેનો મીણો ચઢે છે ને વિશેષ ખવાણું હોય તો મરી પણ જાયછે. અને તે સારૂ મંત્રના ઉપાય પણ ચાલેછે તે સાથે તેના મોઢાની દાઢ તથા દાંતમાં જે કડવાસ રહી હોય તે કાઢી નાંખવામાં નીચેના ઉપાયો પણ કામે લે છે.

૧ જો સીમમાં જાનવરો હોય તો તે બળદોની નાથ પકડીને તથા ગાય ભેંશ વિગેરેનાં નસકોરાં પકડીને મોમાં અરધી કલાક સુધી ધુડ, દાંત વિગેરેમાં ઘસવી જોઇએ તો લાળ સાથે કડવાસ નીકળી જાયછે અને વધારે ધાસ્તી રહેતી નથી.

૨ ગામમાં ધુડને બદલે ગોળ પણ એવી રીતે ઘસવાથી ફાયદો થાયછે, વળી એમ પણ કહેછે કે મંતરવા વિગેરેથી આખા ખેતરની કડવાસ ઉતારી એક છોડ ઉપર લાવેછે, પણ એ વિશે કોઈ અનુ-

ભવથી ખાત્રી કરી આપનાર મળ્યો નથી. પરંતુ જાનવરોની આ હરકતથી મંત્રે કરીને મુક્ત કરનાર કરાવનાર કેટલાક સાથીઓ મળે છે ખરા.

બાજરા કરતાં પણ કપાસમાં ઘાંસનું નીંદણ વધારે કાળજીથી કરવું કરાવવું જોઇએ. કારણ કે, જેમ ખેતરમાં વધારે નીંદણ હોય તેમ મુદલ મોલ જોર કરી શંકતો નથી.

એવાજ વિચારથી વણમાં મઠ અને બીજા કઠોળના જે છોડવા હોય તે કઠોળ દાણો પાકવા સુધી રહેવા દેવાને બદલે ઉપાડી લેવાનું વધારે પસંદ કરે છે. કારણ કે, છોડનો પાક પાકીને જે કીમત આવે તેના કરતાં કપાસના છોડ જોર કરી જે લાભ આપે તે વધારે લાભવાળો થાયછે અને તેથી તે છોડવાની દરકાર થોડી રાખતાં ઢોરના નીરણના ઉપયોગમાં લેવાયછે.

ચોમાસાના ચાર મહિનાની વેચણી ઘણું કરીને એમ આવેછે કે પેહેલો મહિનો ખેડવા વાવવામાં.

બીજો મહિનો મોલ નીંદવા ઢુંઢવા પારવવામાં.

ત્રીજો મહિનો મોલ ગાભેપોટે આવી દાણા ચઢેછે. અને

ચોથે મહિને લણવા પાકવા જેવા થાયછે.

આ નીયમ આગોતરા મોલનેજ લાગુ પડેછે પણ ઘઉં, કપાસ, વણને માટે જુદા નીયમ છે.

જો મોલ ઝોળાણ જમીનમાં હોય, તેમાં પાણી ઘણું ભર્યું રહેતું હોય, અને વધારે વરસાદ થયો હોય. જાર, બાજરા, કઠોળનાં પાદડાં પાણીમાં કાંઇક થોડાં ઘણાં ડુબે ખેતરમાંથી પાણી બાહાર નીસરી ન શકે તો આ મોલને જળદા લાગેછે એટલે તેથી તે પીળો પડી જતાં વધી જોર કરી શકતો નથી.

કપાસમાં એથી જુદો નીયમ છે. જો કપાસને એવું પાણીનું જોર હોય તો તેનાં પાંદડાં સડી જાવાથી ખરી જાયછે. પણ પાછળથી વરાપ થઈ તે કપાસનું જોર વધેછે.

મોલને ઢુંઢ્યા પારવ્યા પછે તે મોલ ગાભેપોટે આવી લ-ણતાં સુધી તે ખેતરમાં બીજી કાંઈ ક્રીયા કરવાપણું રેહેતું નથી. પણ ગાભેપોટે આવ્યા પછે વરસાદની તાણ હોય તો અથવા ઝાકળ આવે તો જાર બાજરામાં મશીયાં આવવાની ધાસ્તી લાગેછે.

ઝાકળની ચીકાસ પાંદડાં ઉપરથી ખરી ન જતાં વળગી રહેછે. અને તે પાકને જોર કરી ઉપર આવંવા દેતી નથી. પણ જો વર-સાદ થાય તો આમશી ધોવાઈ જાયછે અને તે બૌ નુકસાંન કરી શકતી નથી.

કાઠીયાવાડમાં વીશથી ત્રીશ ઇંચ સુધીનો વરસાદ પુરતો ગ-ણાય છે. પણ એ વરસાદ વખતસર પડે તોજ તે ઉપયોગી થાયછે. મોલને માટે ચાર વરસાદ જો તે બરાબર વખતે અને જોઇએ તેટલા પ્રમાણમાં પડે તો તે બસ કેવાય.

પેલો વાવણીનો વરસાદ ત્રણથી ચાર ઇંચ સુધીનો જોઇએ. તે પછે પંદર વીશ દિવસે બીજો તેટલો કે તેથી ઓછો બે ઇંચ સુધી વરસાદ હોય તો મોલને હરકત ન આવે.

મોલ ગાભેપોટે આવવાના પેહેલાં પાછો તેટલોજ વરસાદ જોઇએ. ત્યાર પછે મોલ ગાભેપોટે દાણા ચઢવાના પેહેલાં તે-ટલોજ આવવો જોઇએ.

દાણા ચઢયા પછેનો વરસાદ આગોતરા મોલને ફાયદો કરતો નથી ને દાણાને કાળા કરી નાંખેછે પણ તે વધારે હોય તો દાણા ચઢવા પેહેલાં થાય તો થુલી ખરી જાયછે પણ પાછી તે થુલી આવવા સંભવ છે.

જમીન કજાડ રહી હોય, આગોતરા મોલમાં વાવવાજેવી સોઇ ન થઈ શકી હોય તોજ લોકો પુરબીયા તલ વાવવાના ઉપીયોગમાં તે જમીન લેછે. અથવા ચણા પણ તે જમીનમાં વાવેછે.

આ બે મોલ નીપજવા માટે વરસાદના પાણી કરતાં તેને ઝાકળની વધારે મદદ જોઇએ છીએ.

કેટલાક ભાગમાં વાડીપડામાં ચણા કરી તેને પાણી પાયછે તેથી ચણાનો પાક સારો થાયછે.

ધ્યાનમાં રાખવાનું છે કે, ચણાના મુળને પાણી પોંચવાથી પાકને ફાયદો થાયછે પણ તેને ઉપરનું પાણી ફાયદાને બદલે નુકસાન કરેછે. એટલે માવઠાનો વરસાદ કે બીજો વરસાદ તેને લાભકરતા નથી.

જેટલે દરજ્જે પુરબીયા તલ, ઝાકળીયા તલ કેવાય છે તેટલો ઝાકળ ઉપર ચણાનો આધાર નથી તોપણ ચણાને ઝાકળ નુકસાન કરતા નથી પણ ફાયદો આપનાર છે.

મોલ ઉગીને બાહાર નીકળ્યા પછે તેને સાચવવાસારૂ જુદા જુદા ઉપાય કામે લગાડવામાં આવેછે.

જો વરસાદ ઘણો હોય ને વાવેલા મોલને જળદા લાગ્યો હોય કિંવા મુળ સડી જાવાથી તમાંમ મોલ સડી જાવાથી તેના પાકની આશા વ્યર્થ જાય તેવું લાગે ત્યારે તે પાડી ચાસીયા ઘઉં થાય તેવી જમીન હોય તો તેને ઘઉં માટે તયાર કરેછે.

પુરબીયા તલ વવાય તેવો વખત હોય તો તલ વાવેછે અગર ચણાનું વાવેતર કરેછે.

મોલ ગાભેપોટે આવ્યો એટલે કઠોળમાં સીંગ પુટેછે. જાર બાજરામાં ડુંડાં દેખાય છે ઘઉંને ડુંડી અથવા ઉંબી દેખાયછે. ચણાને પોપટા લાગેછે, તલ તથા કપાસને ફૂલ બેસી ઝીંડવા લાગેછે. જારનાં અનાજ ચઢેલ તેને ભાંગવામાં આવે તેને કણુસલાં કેછે, બાજરાનાને ડુંડાં કહેછે. ચણાને ઝીંઝરાં અથવા ચણા છોડ કેછે.

જુવારનાં કણુસલાં ઉપરથી કપાય છે. બાજરાનાં ડુંડાં પણ ઉપરથી કપાય છે અથવા કડબસોતાં કાપીને પણ રાખેછે તેને ફળવા કહેછે.

જ્યારે જનાવરની ખા લાગવાની ધાસ્તી હોય, વરસાદ પડી બગડવાની ધાસ્તી હોય અથવા વધારે વરસાદના જોરથી કે પા-

ણીની સોઇનેલીધે જ્યારે તેમાં કાંઈ બીજો મોલ કરવો હોય ત્યારે તેને કાપીને ફલવા કરીને રાખેછે.

કઠોળ બંટી એ થડથી વાઢી ખળામાં લેવાયછે. એવીજ રીતે તલ ચણાનું પણ થાયછે.

અશાડા તલ આગોતરા મોલ સાથે આવેછે પણ પુરબીયા તલ તેમજ ચણા જેમ મોડા વવાય છે, તેમ તેનો પાક પણ મોડો આવેછે.

બાજરાનાં ડુંડાં અને જારનાં કણુસલાં જુદાં પાડી લીધા પછે કડબ ઢોરના ચારામાટે ભેળી કરવામાં આવે છે.

બાજરા કરતાં જારની કડબ વધારે કસદાર છે કારણ કે તે જાડી તથા પાંદડાંમાં પણ કાવૈતવાળી છે.

બાજરાની કડબમાં એટલો કસ હોતો નથી અને તેથી આ બે કડબના વેચાણ ભાવમાં પણ તફાવત હોય છે.

જારની કડબ મોંઘી વેચાય છે અને બાજરાની કડબ સસ્તી વેચાય છે. એ બે કડબ વચે દર સો પુલા ઉપર એકથી સવારૂપૈયા સુધી ભાવનો તફાવત રહે છે.

દાતરડાથી જે મોલને વાઢવામાં આવે તે વાઢેલો મોલ કેવાય છે. ઉપરથી કાપીલેવામાં આવે છે તે લણેલો કેવાય છે અને જેને દાતરડા વીના ઉપાડી લેવામાં આવે છે તેને ઉપાડેલો મોલ કેવામાં આવે છે.

મોલને ખળામાં લાવવાસારૂ ગાડાં ઉપર ખાતરણી અથવા જાકડાં સીકલવાં પડે છે, તેથી ઘણો માલ તેમાં લાવી શકાય છે.

ખેતરમાં પાક તયાર થાય ત્યારે કેટલીક જગ્યો વસવાયાં બ્રાહ્મણને માગણી આપવાની રીત ચાલે છે.

આ માગણીને કેટલાક કાપાના નામથી બોલે છે.

ખળે મોલ લાવવાને માટે પેલી ખળાવાડમાં જગ્યો તયાર કરવી, પોતપોતાનાં ખળાંની જગ્યો ખેડુઓમાં નીમેલીજ હોય છે.

જો ખળાવાડની જગ્યા કઠણ કે ધારોડ જમીનમાં હોય તો ત્યાં કળીયું હાંકવું પડતું નથી પણ કચરો ઉપરનો સાફ કરી પાણી છાંટી વળતે દિવસે બળદો પાસે હોરાળ છાંણ ખુંદાવી નાંખી જમીનને વધારે કઠણ તથા સાફ કરવામાં આવે છે.

ખળાંની જમીન કઠણ કે ધારોડ ન હોય તો કળીયું હાંકી પાવડે કરી ઉપરની ધુડ ખેરી લીધા પછે સાંજરે પાણી છાંટી તે જમીન સવારે ઉપર જણાવ્યા મુજબ સાફ કરેછે. અને જમીન સાફ થયા પછે પાકને ખેતરથી લાવી જુદા જુદા ઢગલા કરવામાં આવે છે.

ઢગલા થયા પછે કઠોળને પેલે ખંખેરી તેનાં ડાંખળાં, પાંદડાં, છુટાં પાડ્યાં પછે તેને ઉપણવામાં આવેછે.

ઉપણવાની રીત એમ છે કે ત્રણ પાયાની એક લાકડાની ઘોડી ઉપર એક માણસ ઉભો રહેછે ને બીજું માણસ તેને સુંડલો ભરી આપે એટલે તે પવનની દીસા તરફ સુંડલો હલાવતો જાય કે જેથી પાંદડાં કે ડાંખળાં જે હલકાં હોયછે તેજ જુદાં ઊડી પડેછે ને શીંગ જુદી પડેછે.

જે પાંદડાં અને ડાંખળાં ઊડે તેને પડખે ચઢાવી પાળ કરેછે, તે જો વધારે કઠોળ હોય તો પાકના વધારા પ્રમાણે એક બે જણ બળદની ઝોલી હાંકી પગર કરવો પડેછે.

કઠોળ થોડું હોય તો ધોકે ધોકાવી શીંગમાંથી છુટું પાડવામાં આવેછે. એ રીતે પગર કરવા પછે, અથવા ધોકાવવા પછે તેને ફરી પાછું આગળની રીતે ઉપલાવવું પડેછે.

ઉપલાણા પછે તેને મોટા ચારણાઓથી ચાળવામાં આવેછે, ચાળી લીધા પછે તેને પાછી ઉપણવાની માફક ધાર કરવી પડેછે.

આગળ જે ઉપણવામાં બે માણસ સુંડલો આપનાર અને ઉપણનાર લખ્યાં છે તે વખતે ત્રીજો માણસ સાવરણી લઈ ઊભો રેછે કે જેમ ધાર થતી જાય તેમ ઢગલા ઉપર જે ચારે તરફ સાવરણી ફેરવતો જાયછે.

સાવરણીથી વાળેલો ઢગલો ભેળો કરી રાખવો તેને આંકણું કેછે.

આ ઢગલાઓમાં કેટલોક હલકો અથવા ઝીણો દાણો જે હોય તે ભળી જવાનો સંશય રહેછે. જેને કેફરી, ધોકાવી, ઝાટકી, માંયથી કાંઇક ભાગ ખેડુતો કાઢેછે.

આ જગે જણાવવું જોઇએ કે જ્યાં જનસીનો ભાગ વૈવટમાં લાવેછે ત્યાં ખળાં ભરવા જનાર વૈવટદારે આંકણાના ઢગલા ખળામાં ખેડુતોએ રાખ્યા છે કે નહિ એ જોવું. કારણ કે ઘણીક વખતે હલકી બુદ્ધિના કેટલાક ખેડુતો આ આંકણાના ઢગલામાં સારો ભાગ પણ રાખેછે, અને કાંઈ નથી એમ જણાવી પાછળથી કે પેલેથી ઉપાડી જવાની તક શોધેછે.

ઉપણવાનું કામ કે ધાર કરવાનું કામ જો કે પવન હોય તોજ ચાલી શકેછે, નીકર ચાલતું નથી.

જેવી રીતે કઠોળને છુટું પાડવાની ક્રીયા જણાવી, એવીજ રીતે ઉપણવા અને ધાર કરવાની બધા મોલમાં સરખી હોયછે પણ હાલરાં ફેરવી દાણા છુટા કરવાની રીતમાં ફેરફાર છે.

જુવાર અને બાજરાના ઢગલામાં જો જાર બાજરીનું ખેતર ભેળું હોય તો બાજરાના ડુંડાંમાંથી જારનાં કણસણાં જુદાં પાડી ઢગલા કરવા. પછે આ ઢગલા ઉપર જુદાં જુદાં ગાડાં ગોળ આકારમાં ફેરવવાથી ડુંડાં કણસણ ભાંગતાં જાયછે અને દાણો જુદો પડેછે. જેમ ગાડાં હુંકાતાં જાય તેમ ઢગલો પોળો થતો જાયછે તેને પાછો સરખો કરવો જોઇએ તેમજ ઉપર હેઠલ ભાગને ઉથલાવવો પણ જોઇએ. જો દાણો થોડો હોયછે તો તરત તયાર થાયછે અને દાણા ઝાઝા હોય તો વધારે દિવસ લાગેછે. તે દાણા છુટા પડવા પછે કઠોળની રીતે ઉપણવા, ધાર કરવા અને ચાળવાનું સરખી રીતે કામ છે.

તલ સીવાય ચણા ઘઉં વિગેરે અનાજને માટે બધી આ એક સરખીજ ક્રીયા છે. દાણા કાઢી લીધા પછે કઠોળનો જે કુચો રહે તેને પાંદડી કે છે.

બાજરાનાં ડુંડાં ઉપલણુથી કાપી મસળ્યાં હોય તેનો કુચો રહે તે ઢાસાને પૂળયું કરી મસળાઈ કુચો રહે તે ડુરને જાર નાને ખુરી કહે છે.

તલસરાં ખેતરમાંથી લાવી તડકે ઉભાં ખડકી રાખી તેનો વીંટો બાંધી લેછે તેને તલની ઉભડીઓ કે છે, ને તડકાથી સુકાવા પછે તેને ખંખેરે છે.

ખંખેર્યા પછે ઉપણુવા ચાળવાની ક્રીયા ઉપરના અનાજ પ્રમાણે થાય છે.

જેમ લોકોને ખળામાં મોલ લાવતાં પહેલાં ખળાં તયાર કરવાં પડે છે. તેમજ એ ખળાંને ફરતી જગો ઘેરી લેવાને એક વાડ પણ કરવી પડે છે અને તે ખળાવાડના પ્રમાણુમાં એક અથવા બે રસ્તા ખુલા રાખી ચોકીદારોને રહેવાસારૂ ઝુપડીઓ તયાર કરે છે. આ ચોકીદારને ઘણે ભાગે તો હવાલદારજ કેવામાં આવે છે.

જેમ ખળાવાડ કરવામાં આવે છે તેમ મોલ પાકવા પછે તે ચોરાઇને ગામમાં ન આવે તેસારૂ ગામની વાડ છીંડાં વગેરે પુરી મજબુત કરે છે. તે ઘાંસ વિગેરેના જે ભારા ગામમાં આવે તે જોઈ તપાસી નાકાદારો ગામમાં લઈ જવા દે છે.

એરડીના ઝાડને તેની જે ઘડીઓ વળગેલી થાય છે તે ઉભા હાથે ઢરડીને ઝાડથી જુદી પાડે છે અને તે જુદી પાડીને પછે ખળે લાવવામાં આવે છે.

ખળે તેને સુકાવા દે છે સુકાણા પછે જો વધારે હોય તો તેને પોળી કરી માણુસ પોતે સાંતી લઈ ઢરડી ફેરવેછે. અને થોડી હોય તો ધોકાવી કાઢે છે. ત્યાર પછે ઉપણુવા ધારવા કરવાની રીત આગલ્યા મોલની લાગુ પડે છે. ફકત તે ચળાતી નથી ચણાને પણ ચળાતા નથી.

જાર, બાજરાનો દાંણો પાકી કે કઠણ થયા પહેલાં તે પોચો હોય ત્યારે પોંખ કેવાયછે. લોકો તેને પાડીને સેકીને ખાવાના ઉ-

પયોગમાં લેછે. આ પોંખ ખાંડી તેમાં ઘી, સાકર કે ખાંડ ભેળવી ખાયછે તેને જાદરીયું કેહેવામાં આવેછે.

જો મોડામાં મોડો વરસાદ થાય તો શ્રાવણ શુદી ૧૫.

બાજરો પણ જો અછત્રો વરસાદ થાય તો પાકે પણ કઠોળ નીપજવાની થોડી આશા. તેમ બાજરો પણ આઠ આના થાય. કપાસનેમાટે એ મોસમ હરકત કરતા નથી. તેમ પુરબીયા તલ, ચણા, ઘઉંને આગતરો વરસાદ ખેંચવાથી હરકત આવતી નથી.

આગતર વાવણી થઈ રહ્યા પછી પુર્વા નક્ષત્રમાં પુરબીયા તલ વવાયછે તેની વાવણીની રીત જાર બાજરાના જેવીજ છે તે પાંચ દિવસે ઊગી બાહાર નીકળે છે. જો પુર્વામાં વરસાદ હોય કે વવાય તેવું ન હોય તો ઉતરામાં પણ એ તલ વવાયછે.

આગતરા વાવવામાટે મઘાની આખરીમાં પણ વવાયછે તેનો પાક જેવો પુર્વામાં વાવ્યો હોય ને ઉતરે તેવો ઉતરતો નથી. એ તલને ઊગીને બાહાર નીકળ્યા પછે થોડા મોટા થાય એટલામાં જો વરસાદ પડે છે તો તેના પાકને હરકત આવતી નથી પણ ફુલ નીકળ્યા પછે ધાડુ (તલની સીંગ) લાગ્યા વખત વરસાદ થાય તો તેનાં ફુલ ખરી જતાં માથું બંધાઈએ છોડ જોર કરી શકે નહિ, પણ જો વરસાદ ન થતાં ઝાકળ હોય તો તલ વધારે સારા થાયછે.

ઉપર પ્રમાણે કહી જમીન કયા પાકને માટે સારી ગણાય તેમજ કયો મોલ કેમ વવાય તે સંબંધી વાંચનારા ગ્રહસ્થોના ધ્યાનમાં આવ્યું હશે. જે વિષય ઘણો મોટો હોવાથી વધારે વિવેચન ન કરતાં ટુંકામાં પતાવ્યો છે માટે જે પુરૂષે ખેતી કરવી તે ઘણું કરી આ ધોરણને અનુસરીને કરવા વીનંતી છે.

## અનાજનાં બીજ વાવવા બાબત.

બીજનો વિષય સર્વ મનુષ્યોને જાણવા જરૂર છે, તેમાં પણ મુખ્યત્વે દરેક ખેતી કરનારા ખેડુતોએ અને રેવન્યુ કામ કરનારા માણસોએ તો અવશ્ય જાણવા જરૂર છે.

ઘણા ખેડુઓ બીજ વિષે કશી કાળજી રાખતા નથી, કોઈ

ગામના વેપારી અગર તળાટીને ત્યાંથી જાર, બાજરો, ઘઉં, અને કપાશીયા, જે વાવવાનું હોય તેનું બીજ લાવેછે, તેજ બીજ પછે વાવવા જેવું છે કે નહિ; અને તેવું બીજ વાવવાથી કેટલું નુકસાન થાયછે, તે વાત બીલકુલ સમજતા નથી, તેની સાથે ખળાવાડમાં જનારા દરબાર તરફના હુદ્દેદારો અગર એ ખેડુત પાસેથી ભાગ લેનારા કોઈ પણ પુરૂષો તેણે ઉત્પન્ન કરેલા ખરાબ દાંણા, અગર કાલાં કપાસીયા તરફ જોતા નથી, અને જેવો માલ ખેડુત આપેછે તેવો લેછે.

લેનાર, અને દેનાર, લેતી દેતી વખતે એમ કહેછે કે, પાક સારો નથી માલની કિંમત ઓછી પાકશે એ નશીબની વાત છે વિગેરે. પણ નથી તપાસતા કે એક ખળાવાડમાં પચારા ખળાં છે, તેમાં અમુક ખળાંનો પાક ઘણો સરસ થયો, અને અમુકનો ખરાબ થયો તેનું કારણ શું ?

આ સવાલ ઉત્પન્ન થવા સંભવ નથી કારણ કે બીજનો વિષય બંનેના જાણવામાં નથી, અફસોસ છે કે, આંખ છતાં, લોકો આંધળા કહેવરાવવા માગેછે, અને વિનાકારણે ગેરફાયદાઓ વેઠેછે.

દરેક ખેતી કરનારા ખેડુતોએ અને રેવન્યુ કામ સાથે સંબંધ ધરાવનારા ભાઇઓ, તમે આ કેહેવતો ઘણી વખત સાંભળી હશે કે, બીજ તેવાં વૃક્ષ, વૃક્ષ તેવાં ફળ, જાત તેવી ભાત, બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા, આદ તેવી ઓલાદ. ટુંકામાં એવી ઘણી કેહેવતો અનુભવિ જનોએ જગતમાં છતી કરી છે, પણ તે બધી કેહેવતનો સાર એટલોજ કે, "જેવી જાતનાં મૂળ બીજ તેવી જાતનાં તેનાં પ્રજા બીજ" માટે પ્રજા બીજ સારાં થવા ખાતર મૂળ બીજ કહેવાં વાવવાં તે જણાવુંછુ.

સારાં, માવાદાર, વજન પોસાય તેવાં, ભાંગ્યા ત્રુટ્યા વિનાનાં, આખાં સળ્યા વગરનાં, રજકચરો ચોટ્યા વિનાનાં, સ્વચ્છ, કોચલું વળી ન ગએલાં, નગદ ફુંગલાઈ ગએલાં નહિ, તેવાં બીજ

બે વર્ષની અંદરનાં હોય તે વાવવાં તેમ તે પસંદ કરવાં, અને યોગ્ય તકે વાવવાં.

તે, વાવેલાં સારાં બીજનો પાક સારો થાયછે, અને નઠારાં બીજનો પાક ઓછો થાયછે. સારાં બીજના છોડવા જલદી વધી ઉપર આવેછે, અને નબળાં બીજના છોડવાઓને વધવા માટે દેરી થાયછે, સારાં બીજના છોડવાઓને રોગ આવતો નથી, હવાની અસર થતી નથી, અને નબળાં બીજના છોડવાઓને હવાની અસર, જીવડાં વગેરે પડેછે, અને રોગીષ્ટ થઈ વધારે નબળાઈમાં આવી જાયછે.

સારાં બીજ ઘણું કરી બધાં ઉગે છે, અને નબળાં બીજ ઘણાં ખરાં ઉગતાં નથી. સારાં બીજનો પાક વેહેલો, વધારે, ને સારો થાયછે. નબળાંનો મોડો, થોડો, ને નઠારો થાયછે.

સારાં બીજનો પાક એકસરખો પુષ્ટીકારક થાયછે અને ઉછેરવાને ઘણું સેહેલું પડેછે, નબળાનાં બીજનો પાક નબળાઈ ભરેલો અને ઉછેરતાં ઘણી મુશ્કેલી પડેછે, સારાં બીજના છોડવાઓને વધારે વરસાદ, વધારે તાપ પડે, અને થોડો વખત વરસાદ જોઇએ, છતાં પણ ન પડે તોપણ તેને હરકત આવતી નથી, કારણ મજબુત છોડવાઓ જમીનમાં પાયો ઉંડો નાખેછે, તેથી જમીનની ભીનાશનો લાભ તેઓ લઈ સારી રીતે ટકી શકેછે. અને મજબુતાઈથી તાપ તડકો સહન કરી, સામી ટક્કર લેછે, અને નબળા છોડવાને તે કાંઈ પોસાતું નથી. વધારે તાપ, વધારે વરસાદ પડ્યો કે, ડોકાં ભાંગી જાયછે, અને તરસે મરીજાય છે.

સારા બીજના છોડવાઓ ઘાંસને આસપાસ બહુ ઉગવા દેતા નથી, પોતેજ ફાલે છે, તેથી નીંદવામાટે બહુજ ઓછી મેહેનત પડે છે, અને નબળાઓ, પોતે વધી શકતા નથી. તેથી આસપાસ નીંદણ ઘણું વધી જોર થાય છે તેથી નીંદવામાં, તે ખેતર ચોખું કરવામાં ઘણી મેહેનત મજુરી પડે છે. ટુંકામાં એટલુંજ કે, સારાં બીજમાં સેંકડો ફાયદા ઉપર પ્રમાણે રહેલા છે

અને નઠારાં બીજના ગેરફાયદા પણ તેટલાજ રહ્યા છે, માટે દરેક ખેડુતો અને રેવન્યુ કામ કરનારા અમલદારોએ યાદ રાખવાનું છે કે, જેમ તંનદુરસ્ત માબાપનાં બચ્ચાં જેમ તનદુરસ્ત હમેશાં હોય છે, તેમજ સારાં બીજનાં બીજ પણ ફાલી મસ્ત થાય છે, માટે સારાં બીજ ઉપર કહેલાં છે, તેવાંજ વાવો, અને વવરાવો. એ મત આ લખનારનો છે. ટુકામાં એટલુંજ કે, બીજની જાત જેમ બને તેમ ખેડુતો સુધારે, અને તેના ઉંચા ફાયદાઓ લે, તેમ ગોઠવણ વહીવટ કરનારાઓએ કરવી.

ઉપરના ગુણવાળાં બીજ મુખ્ય પસંદ કરેલાં છે, માટે તેવાં બીજ ખેડુતોએ કયાંથી લાવવાં આ એક સવાલ ઉત્પન્ન થાયછે. તેનો જવાબ એટલો છે કે, દરેક ગામના દરેક ખેડુતોએ, જે વખતે પોતપોતાના ખેતરમાં જાર, બાજરા, કાલાં, વિગેરેના છોડવાઓ ઉભા હોય તે વખતે આખા ખેતરમાં ફરીફરીને દરેક છોડવાઓ તપાસવા, અને જે છોડવાઓ પુરા, લાંબા, જાડા, મજબુત અને સારા ફાલેલા હોય, તથા જેનાં ડુંડાંમાં ઉપર લખ્યા-પ્રમાણે બીજ વાવવા જેવા દાણા ઉંચા નંબરના થએલા હોય તેવાં ડુંડાં ત્રોડી લઈ, ખળાવાડમાં પોતપોતાને ખળે અલગ ઢગલી કરી રાખી અને તેમાંથી દરબારી વજેનો બદલો પણ બીજા દાણાઓમાંથી આપવો, અને એ ડુંડાંમાંથી દાણા અલગ કાહાડી બીજ વાવવાસારૂ રાખી મુકવા, અને તેજ વાવવા.

કાલાંના છોડવાઓ પણ આખા ખેતરમાં ફરી જોઇને જે છોડવાઓમાં ઘણાં કાલાં, ને તે બહુજ ફાલવાળાં, ઉભરાઈ જતાં કપાસવાળાં હોય, તેવા કાલાંઓ બીજને માટે જુદાં વીણી લઈ તેના ઢગલા પણ પોતપોતાને ખળે જુદા કરવા, અને તેનો વજેને બદલો બીજા કાલાંઓમાંથી આપવો. અને એ કાલાંનો કપાસ જુદો કાહાડી, જુદો પીલાવી, તેમાંના કપાસીયા નીકળે તે બીજમાટે પસંદ કરી નોખા રાખવા અને તેજ કપાસીયાનું બીજ વાવવું.

ઉપર પ્રમાણે તમામ જાતનાં અનાજનાં બીજ માટે ગોઠવણ કરવી જોઇએ. જેવી રીતે આવાં સારાં બીજની વાવણીથી થતા ફાયદા ખેડુતો માટે છે, તેટલાજ ફાયદા ખુદ દરબારની ઉપજ વધારવાને માટે છે. બલ કે, ખેડુતો કરતાં દરબારને નુકસાન હદવગરનું છે.

કારણ કે ખેડુતોને તો ફક્ત પોતાંની (ઉપજ જેટલુંજ) નુકસાન ગણવા જેવું છે, અને દરબારને તો દરેક ખેડુતના નુકસાનના વિભાગી થાવું પડેછે.

જ્યારે આવું ઘણું મોટું ને પ્રત્યક્ષ નુકસાન દેખાય છે ત્યારે પછે શામાટે દરબારે એ બાબત પોતાની ફાયદાની વાત છોડી દેવી જોઈએ. જો કે જ્યારે નથી છોડવી, એમ નિશ્ચય થયો તો પછે નીચેપ્રમાણે સુધારો કરવો એજ ઉત્તમ લાગેછે.

૧ આ કામ કરવાને માટે મુખ્ય વહીવટ કરનારને પુરો જોખમદાર ગણવો જોઇએ.

૨ દરેક ગામના દરેક ખેડુતોને સારાં બીજથી થતા ફાયદાસંબંધી વાકેફ કરીને દરકે ગામે કમેટી, વાવણીનાં બીજ પસંદ કરવા સંબંધી નીમી દેવી જોઇએ.

૩ તે કમેટીમાં મુખ્ય પટેલ, ગામમાં બે સારા સમજુ ને નીતીવાલા ખેડુત હોય તે, અને તળાટી, એટલા જણ ઓછામાં ઓછા જોઇએ.

૪ તે કમેટીએ જે જે મોલ જે વખતે ખેતરમાં ઉભા હોય તે તે વખતે દરેક ખેડુતને ભેળા કરી તેને સમજુત આપવી કે, સારા છોડવાના પોતપોતાના ખેતરમાં ઓધા જુદા જુદા કરે, અને તે જુદું લણીને, જુદું ગાડું તેનું ભરીને, ખળાવાડમાં લાવી જુદો ઢગલો કરે.

૫ ઉપરનો બંદોબસ્ત કર્યા પછે કમેટીએ ખળાવાડમાં તપાસવું કે, દરેક ખેડુએ એપ્રમાણે પોતપોતાના મોલનું બીજ જુદું રાખ્યું કે નહિ? તે રાખનાર અને ન રા-

ખનારનો નોંધ રાખવો, અને કમેટીએ પાસ કર્યા પછે મસળવાની રજા આપવી ને તે રજા આપતી વખતે એવી સુચના દરેક ખેડુતને આપવી કે, બીજ ભાંગે નહિ, તેમ દાણો કચોખો રહે નહીં, તેવી રીતે સાફ કરી અલગ રાખે. એ પ્રમાણે કરવા માટે નીચેપ્રમાણે જવાબદારી વહીવટ કરનાર ઉપર હોવી જોઇએ.

૧ ખેડુત લોકોને પોતાના તૈયાર થયેલા મોલમા વાઢ નાખવાની પેહેલાં વહીવટ કરનારની રજા લેવી પડેછે. તે રજા લેવા આવે તે વખતે ઉપરપ્રમાણે કમેટી મુકરર કરવી.

૨ ગામનો હવાલદાર, મુકરર સારા લાયક માણસને કરી તેની સાથે આપવો. મુકરર કરેલી કમેટીએ અને હવાલદારે એ કામ કરવું. તે ઉપર સુચના આપેલી છે તેપ્રમાણે કમેટી અને હવાલદારને કરવા લેખીત હુકમ આપવો.

૩ કમેટીએ ખેડુતને ઉપર મુજબ સારાં બીજના છોડનો અલગ ઓઘો કરવા, બરાબર સમજુત આપ્યા પછે વાઢ નાંખવા રજા આપવી.

૪ રજા આપ્યા બાદ પટેલે ને હવાલદારે બંને જણે બની શકે તેટલે દરેક ખેતરે દરરોજ ફરીને ઠરાવપ્રમાણે ખેડુત અમલ કરે છે કે નહિ? તે બાબત દરેક ખેડુતના મોલ વઢાઈ રેહેતાં સુધી સંભાળ રાખવાને વહીવટ કરનારે સુચના આપવી.

૫ એપ્રમાણે વાઢ થઈ રહ્યા બાદ, પટેલ હવાલદાર પાસેથી રીપોર્ટ લેવા બંદોબસ્ત કરવો.

૬ દરેક ખેડુત લાંણી કરી મોલ ખળાવાડમાં લાવે, અને બીજનાં ડુંડાં અલગ રાખે તે વખતે કમેટી જોઈ

પાસ કરી આસામીવાર નોંધ કરે તે નોંધ લેવા-
માટે કમેટીને સુચના દેવી.

૭ આવી રીતના દરેક ગામના આવેલા નોંધ ખળાં ભરતી વેળા સાથે રાખવા અને નોંધ પ્રમાણે ખળાવાડમાં જઈ પ્રથમ કમેટી સાનિદ્ધ બીજના દાણા તપાસી લેવા.

૮ બીજના દાણા બદલનો વજેભાગ ખેડુતના બીજા દાણામાંથી લેવો.

૯ જે ખેડુત હુકમનો અમલ કરે અગર ન કરે તેવાઓને કંઈ પણ એ કસુર બદલ તેનો દંડ રૂપીયા ૫ પાંચ સુધી કરવો જોઇએ. અને વરસો વરસ ગામવાર કેટલા ખેડુતો એ રીતે સારાં બીજ રાખી વાવેછે તેનો વહીવટ કરનારે પોતાની ઓફીસમાં નોંધ રાખવો જોઇએ, ને બધા ખેડુત એપ્રમાણે હુકમનો અમલ શામાટે ન કરે, તે બાબત પોતે પણ અભિમાન રાખવું.

૧૦ બીજના દાણા, ખેડુએ નહિ ખાવા તથા શળી જવા ન પામે તેવા બંદોબસ્તથી અલગ કોઠીમાં સાચવી રાખવામાટે ખેડુતને ભલામણ કરી વહીવટ કરનારે સોંપવો જોઇએ.

૧૧ વાવણી કર્યા પેહેલાં કોઇપણ ખેડુત બીજના સાચવી રાખેલા દાણા કમેટીને બતાવ્યા શિવાય વાવે નહિ અને કમેટી ખેડુતને બીજના દાણા જોયા શિવાય વાવણી કરવા, પરવાનગી આપે નહિ તેવો બંદોબસ્ત કરવો જોઇએ. આ સુચના દેવાનું કામ વહીવટ કરનારે પુરેપુરી રીતે ધ્યાનમાં રાખવું.

૬ કમેટીને મુખ્ય સુચના છેવટ આપવા જેવી એ છે કે, દરેક ખેડુતને વાવણીને વખતે તેણે બીજ વાવવા માટે રાખેલું હોય તે મગાવીને જોવું, અને જો તે બીજ સારૂં વાવવા લાયક, માલુમ પડે તોજ તે વાવવાની પરવાનગી આપવી, અને વાવવા જેવું બીજ ન માલુમ પડે, એટલે સળી ગએલ હોય, અથવા તે રાસી થએલ માલુમપડે તો તે ન વાવવા દેતાં ખેડુત પાસે સારાં બીજનો વધારો હોય તેમાંથી જેટલું બીજ જોઇએ, તેટલું યોગ્ય ભાવે અપાવી દેવું જોઇએ.

૭ એ પ્રમાણે સારાં બીજ કહ્યાં કહેવાય, તે વાવવાથી શું ફાયદા થાયછે, કેવી રીતે તે વાવવાનું ધોરણ છે, અને તેમાં કોહોની કેટલી જવાબદારી છે, એ સઘળા વિષયની ટુંક વ્યાખ્યા આ જગોએ આપવામાં આવેલી છે, અને તે બાબતનો સઘળો આધાર રાજ્યકર્ત્તાઓના વિચાર ઉપર રહેલો છે. કેમ કે તેમની ઉપજ વધારવાની અંતરની ઉલટ, અને દેસત સાથે દેખરેખ રાખવા ઉપર આ કામ થવાનો મુખ્ય આધાર રહેલો છે તોપછે બીજની જાત સુધારવાને અને તેના ફાયદાઓ લેવાને કહ્યા રાજ્યકર્તાઓ કાળજી રાખ્યા વગર પાછળ રેહેશે. ટુંકામાં જેઓ ખેતીવાડીને સમજનારા, ખંતીલા, અને રાજ્યની ઉપજ વધારનારા કુશળ પુરૂષો હશે, તે આ વિષયો વાંચી તુરત તેનો અમલ કર્યા વિના રેહેશે નહિ, એ લખનારની ખાત્રી છે.

## ખેતીવાડીના કામમાં આવતા બળદોની કેવી રીતે સંભાળગત રાખવી.

ખેતીના કામનો સઘળો આધાર બળદો ઉપર છે છતાં ખેડુતો બળદીઆઓને સંભાળતા નથી, ખોરાક તેને પુરેપુરો ખવરાવતા નથી, ઘાંસ, ચારો, સારી રીતે આપતા નથી, મેહેનત તેના ગજા

કરતાં વધારે લેછે, નિયમ સર મેહેનત લેવામાં આવતી નથી આથી કરીને બળદો તદન નિર્બળ સ્થિતી ભોગવે છે અને ખેતીનું કામ સારૂં થતું નથી તેથી ઉપજમાં વૃદ્ધિ થતી નથી. આ વાત ખરેખર નાઉમેદી ઉપજાવનારી છે, એટલા માટે બળદોને કેમ ઉછેરવા તે બાબત નીચેના લખાણ ઉપર સૌ ખેડુતોનું મન ખેંચવા માગુંછું.

૧ વાછડાને તેની માતા ગાયનું દુધ આંચળે વળગાડી પીવરાવવું.

૨ વાછડાને ગાય સાથે રખડવા ન દેવો.

૩ વાછડાને ચોકમાં બાંધી રાખવો. મોટો થયા પછે પલાળીને અનાજ દેવું.

૪ દુધ ખાટું કે ઠંડું તેને ન પાવું.

૫ વાછડાને મીઠું ઘાંસ ખવરાવવું અતિ તડકો કે ટાઢમાં નહિ રાખવો.

૬ વાછડાને દુધ મુકાવ્યા પછે ગાય ભેળો ન રાખવો, ગાયનું બોલવું પણ તે ન સાંભળે તેટલો છેટે રાખવો.

૭ ચારો સારો ન મળે તો ઘઉંના છોડવા તથા ગોતર મીઠું નાખી ખવરાવવું. વાછડાના પેટમાં બીગાડ જણાય તો નવટાંક દીવેલ તથા ભાર આદુ તથા થોડું ગરમ દુધ આપવું.

૮ ખોરાક તુરતમાં ન બદલવો.

૯ વાછડાને રેહેવાની જગો વળાવી સ્વચ્છ રાખવી. સુકું, ગરમ, ઘાસનું બીછાનું કરવું. પેટમાં બીગાડ ન થાય તેવી સંભાળ રાખવી.

૧૦ ખોરાક જોઇતો દેવો.

૧૧ મોટાં ઢોર સાથે બાંધવો નહિ.

૧૨ શીયાળામાં વાછડાને બરાબર સાચવવો જોઇએ. અઢી ત્રણ વરસનો થાય ત્યારે પલોટવો.

૧૩ પલોટયા પછે પેલો ઠાલે ગાડે જોડવો પછે હળે જોડવો.

૧૪ સોબત તેવી અસર. માટે પેહેલાં તેને સારા સભ્ય બળદીયાની સોબતમાં રાખવો.

૧૫ બરાબર વધ્યા વિના, મજબુત થયા વિના, કાંધ પડ્યા વિના, મેહેનત બહુ નજ લેવી, નહિ તો તુરતમાં તુટી જાય.

૧૬ દરેક કામ ધીમે ધીમે શીખવવું, સ્વભાવ નરમાશવાળો થાય તેમ કરવું.

૧૭ બોજો બહુ ભરવો નહિ કિંવા બોજાદાર તેના ગજા ઉપરવટ કંઈ પ્રથમ ખેંચાવવું નહિ.

૧૮ કામનો કાયર થાય એમ ટેવ ન પડવા દેવી.

૧૯ મેહેનતના પ્રમાણમાં ખોરાક પુષ્કળ દેવો.

૨૦ ચાલતા બળદને આર ન મારવી તેમ બહુ મારવું નહિ મારને કળી જાય તેમ ન કરવું. રૂવાબ રાખવો બહુ હાકલા હાકલી ન કરવી.

૨૧ કાંધ પડવા તેલ યાને બીજી કંઇ ચીજ લગાવ્યા કરવી.

૨૨ મજબુત હાડનો, સારા બાંધાનો, ભરાવાવાળો, સારા સાંધાવાળો, શાંત, ચંચળ, સારી આંખવાળો, ગંભીર દેખાવવાળો, બળદ સારો ગણાય છે માટે તેવો બળદ પોતા પાસે હોવાનું ખેડુતે અભિમાન રાખવું.

૨૩ બળદની સામે નિર્દયપણે નહિ વરતવું, નહિ તો મારકણો અને નઠારા સ્વભાવવાળો થઈ જાયછે.

૨૪ સારો ખોરાક દેવો તેમ સારી રીતે મેહેનત લેવી નહી તો શરીરમાં જાડો, હદ ઉપરાંત થઈ આળસુ અને નાજુક તબીયતવાળો નિર્બળ થઈ જાયછે.

૨૫ બળદ ઉભા રહેતા હોય ત્યાં હમેશાં છાંણ, મુતર, નીત પડે તે કાઢી વળાવીને રેતી નાંખી કોરૂં રાખવું નહિ તો છાંણ મુતરમાં રાત દિવસ રહેવાથી બળદના પગ કોહોવાઈ જાયછે અને જીવડા પડેછે.

૨૬ બળદને પાણી પાવામાં કાળજી રાખવી. જ્યાં જેવું મળે ત્યાં, તેવું પાવું એથી બમણો ગેર ફાયદો થાયછે. ગંદુ, મેલું, પાણી ન પાવું.

૨૭ બળદને બાંધવાની જગોમાં બારી, જાળી, રાખવાં એથી તનદુરસ્તી સારી રહેછે.

૨૮ ખીલા ફેરવારંવાર કરવા એથી ઘાંસ સારી રીતે ખાયછે ઉપર પ્રમાણે બળદની માવઝત રાખવી અને સારી રીતે ઉછેરેવા. આ વાત ખેડુત લોકોએ મુખ્ય ધ્યાનમાં રાખવાની છે, કારણ કે ખેતીવાડીનો સઘળો આધાર બળદ ઉપર છે માટે સારા જોરદાર તનદુરસ્ત બળદ થવાને માટે ઉપર પ્રમાણે વાછડાઓની માવજત રાખવી.

## ખેતીવાડી કરવાના કામમાં નીચે પ્રમાણે ઓજારો વપરાયછે તે.

ખેતી કરવાના કામમાં વપરાતાં ઓજારોનાં નામ તથા તેનો ઉપયોગ.

નામ.

૧ કોસ, ૨ કોદાળો, ૩ પાવડો, ૪ બંપાળી, ૫ ગાડું, ૬ બળદ, ૭ સાથર, ૮ ખાતરણી, ૯ તરેલું ૧૦ વાડસાળ, ૧૧ જોતર, ૧૨ નાડી, ૧૩ રાસ, ૧૪ છીકલી, ૧૫ પરોણો, ૧૬ રાંપ, ૧૭ રાંપડી, ૧૮ બેલી, ૧૯ કળીયું, ૨૦ વખેડું, ૨૧ હળધોસરી, ૨૨ દંતાળ, ૨૩ ઓરણી, ૨૪ ડાંડવાં, ૨૫ સમાર, ૨૬ દાતરડું, ૨૭ દાતરડી, ૨૮ કોવાડી, ૨૯ ખરપડી, ૩૦ ટોપલી. ૩૧ કોસ, ૩૨ વરત, ૩૩ ચીચોડો, ૩૪ ગોફણ,

ઘણું કરી ઉપરનાં કુલ ઓજારો ખેતીવાડીનાં કામોમાં ઉપયોગી છે, અને તે દરેક ખેડુતોએ ખરીદ કરી પોતાના ખેતી કરવાના કામમાં વાપરવાની જરૂર છે. ઓજાર વિના કામ બરાબર થતું નથી, એક ઓજાર ઓછું હોય તો તે વિના ખોટી થઈ રહેવું પ-

ડેછે, તેમજ જે ઓજારનું જે કામ છે તે તેજ ઓજાર કરેછે. તેમ એકે ઓજાર વિના ચાલતું નથી. માટે દરેક ખેડુતોએ, ઓજાર (ઉપર લખેલાં) તમાંમ પોતા પાસે ખરીદ કરી રાખવાં. હવે આ જગોએ એ દરેક ઓજાર કેમ વપરાય છે, અને તે દરેકની શું કિંમત બેસે છે તે જણાવું છું.

| નામ. | કીમતકો૦. | રૂ૦. | ઉપીયોગ. |
|---|---|---|---|
| કોસ. | ૨ | ૦॥ | જમીન ખોદવી હોય તો તે કોસવડે ખોદાય છે. |
| કોદાળો. | ૨ | ૦॥ | જમીનમાં ખાડા હોય તો પુરવા માટે, સાંઠી તથા નાનાં મોટાં ખેતરમાં ઝાડવાં હોય તે ખોદી કાઢી નાખવા માટે તેમજ ખેતરમાં ટેકરા હોય તો તે ખોદી જમીન સરખી કરવા માટે કામમાં આવેછે. |
| પાવડો. | ૧ | ૦। | ખાતર ભરવા માટે, ખેતરમાં પાળાં બાંધવા માટે, ઢોરા, ટેકરા, સરખા કરવા માટે કામ આવેછે. |
| ખંપાળી. | ૧ | ૦। | ખાતર ભરવા માટે, કુંડાં ભેળાં કરવા માટે અથવા પોળાં કરવા માટે તથા ખેતરનાં પાળાં બાંધવા માટે વપરાય છે. |
| ગાડું. | ૨૫૦ | ૭૫–૧૦૦ | ખાતર ખેતરમાં નાંખવા માટે, દાણા ભરવા માટે, તથા ખેડુતનો તથા દરબારી દરેક માલ ભરવા માટે, વેઠ વિગેરે કરવા |

| | | | |
|---|---|---|---|
| | | | માટે, તથા ઘાંસ લાકડાં લાવવા માટે કામ આવેછે, |
| બળદ. | ૧૦૦ થી ૧૦૦૦ | ૩૦૦ | સાંતી હાંકવા માટે, રેંટ-કોસ હાંકવા માટે, ગાડામાં જોડી હરેક જગોએ લઈ જવા માટે, ટુંકામાં બળદ ઉપર ખેતીનો સઘળો આધાર છે. |
| આથર. | ૫૦ | ૧૨॥ | દાણા ભરવા માટે, કપાસ ભરવા માટે એટલે તે ગાડામાં પથરાય છે અને માલ તેમાં પડેછે. |
| ખાતરણી. | ૨ | ૦॥ | ગાડા ઉપર જે ચીજ પડે તેની આડચ માટે ખાતરણી કામ આવેછે. ખળાવાડમાં કપાસ કાલાં વિગેરે માલની આડચ કરવી હોય તો તે કામ આવેછે. |
| વાડસાળ. | ૫ | ૧। | ગાડા ઉપર વાડસાળ નાંખવા પછે ખાતરણી નંખાયછે, એટલે તે ખાતરણી ગાડા ઉપર બરાબર રેહેવાની મજબુતી માટે હથીયારો છે. |
| તરેલું. | ૪ | ૧ | ગાડાને ચાર બળદ જોડવા હોય ત્યારે તે કામ આવેછે, અને અણપલોટ બળદ પલોટવા માટે પણ તે કામ આવેછે. |
| જોતર. | ૨ | ૦॥ | બળદ ગાડાને જોડવા હોય ત્યારે જોતરવતી બળદ જોડાયછે. |
| નાડી. | ૪ | ૧ | સાંતી જોડવામાં મુખ્ય નાડી કામમાં આવેછે. |

| | | | |
|---|---|---|---|
| રાસ. | ૧ | ૦। | બળદને નાથે બાંધી હાથમાં ખેડુતે રાસ રાખેથી બળદ કબજામાં રહે ને જેમ ચલાવવા હોય તેમ ચાલેછે. |
| છીકલી. | ૦॥ | .)= | વાવેલા મોલમાં ખેડ કરવા વખતે મોલ બળદ ખાઈ ન શકે તેટલામાટે તે બળદને મોઢે બાંધેછે. |
| પરોણો. | .)= | .)– | બળદ ન ચાલે તો મારીને હાંકવામાટે રાખવો પડેછે. |
| રાંપ. | ૪ | ૧ | પ્રથમ ખેતરમાં હળવતી ખેડાયછે તેથી જમીનમાં માટીનાં મોટાં ઢેપ્રાં ઉંચે ચઢે છે તે ઢેપ્રાં દંતાળવતી નાનાં થાયછે. અને તે પછી સમારવતી ખેતરમાં ઝીણાં મોટાં માટીનાં ઢેપ્રાં ભાંગી ખેતર લાસું થયા પછે દંતાળે ખેતર ખેડવું અને તે પછે રાંપ ફેરવવાથી ચોખું ખેતર થાયછે, એટલે કચરો. ખડ વિગેરે કુલ નીકળી તદન સાફ ખેતર થાયછે. |
| રાંપડી. | ૦॥ | ૦। | ખેતરમાં મોલ વેત દોઢ વેતના થાય એટલે આસપાસ નકામા છોડવા, ઝાડવાં, ઝાંખરાં, ઉગ્યાં હોય તે રાંપડી ફેરવવાથી વઢાઈ મોલ ચોખા થાય છે. |
| બેલી. | ૮ | ૨ | આ જુદું હથીઆર નથી રાંપડીમાં આવી જાય છે. અને તે ઉપર લખ્યા પ્રમાણે રાંપડીનું કામ કરે છે. |

| | | | |
|---|---|---|---|
| કળીચું. | ૮ | ૨ | કળીયું અને રાંપ એ એકજ હથીયાર છે. અને તે ઉપર લખ્યાપ્રમાણે કામ કરી શકે છે. |
| વખેડું. | ૪ | ૧ | મોટા મોલ થઈગયા હોય અને તેની આસપાસ નકામા છોડ, ઝાંખરાં, ઘાંસ, વિગેરે ઉગ્યું હોય તે કાઢવાને વખેડું કામ આવે છે |
| હળ. | ૮ | ૨ | હળ એટલે સાંતીડું તે એકજ છે. ખેતીના કામમાં આ મુખ્ય હથીયાર હળ છે, હળને બળદ, ઘોડા, પાડા, ઉંટ એપ્રમાણે જોડાયછે. આપણા દેશમાંતો ઘણે ભાગે બળદજ જોડાય છે, અને વિલાયતમાં યંત્રવતી પણ હળ ચલાવે છે. તે લાકડાનું બને છે અને તેમાં લોઢાની કોશ હોય છે. હળવતી જમીન મુખ્ય ખેડાયછે. |
| ઘોસરી. | ૨ | ૦॥ | એ હળની આગળ બળદને જોડવામાટે હોય છે. |
| દંતાળ. | ૧૫ | ૩॥ | હળથી પ્રથમ જમીન ખેડાણા પછી જ્યારે બીજ વાવવાં હોય ત્યારે દંતાળનું કામ પડે છે. તે એવી રીતે કે દંતાળ ઉપર ડાંડવાં મુંકવાં, તે ઉપર ઓરણી મુકવી ને ઓરણીમાં દાણા બીજના નાખતા જવા તે દંતાળવડે જમીન ખેડાતી જાય ને તેમાં વવાતા જાય એ રીતે દંતાળનો ઉપયોગ થાય છે. |

| | | | |
|---|---|---|---|
| ઓરણી. | ૪ | ૧ | દંતાળ ઉપર રાખી તેમાં દાણા નંખાતા જાય છે તે દંતાળ ઉપર ઓરણી બંધાઈ તેમાં દાણા પડે, તે ડાંડવામાં થઈ જમીનમાં જાયછે. |
| સમાર. | ૮ | ૨ | ખેતરમાં જે ઢેફાં પડ્યાં હોય તે સમાર દેવાથી ભાંગી જઈ માટી થઈ જાય છે. |
| દાતરડું. | ૧ | ૦। | ખડ, કડબ, બોરડી, જાળાં વીગેરે વાઢવાના કામમાં આવે છે, હરેક મોલનાં ડુંડાં વાઢવાને-માટે પણ તે કામમાં આવે છે. |
| દાતરડી. | ૦॥ | .)= | ખેતરમાં મોલમાંથી નકામું નીંદણ કાઢવાના કામમાં આવે છે. |
| કોવાડી. | ૧ | ૦। | ખેતરમાંથી ઝાડ, ઝાંખરાં, લાકડાં વીગેરે કાઢવાના કામમાં આવે છે. |
| ખરપડી. | ૦। | .)- | ખેતરમાં કળીચું કાઢવામાં આવે તે વખતે રાંપ માથે ઘાંસ તથા ધુળ બાઝી હોય તે ઉખેડવા માટે તે કામ આવે છે. |
| ટોપલી. | ૦॥ | .)= | ખેતરમાંથી કચરો કાઢવા દાણા ભરવા, ઢગલા કરવા, વીગેરે માટે ભરવાના કામમાં આવે છે. |
| કોસ. | ૩૦ | ૭॥ | વાડીયો, બાગ, બગીચા, મોલ વીગેરેના કુવામાંથી પાણી કાઢવાના કામમાં આવે છે. કોસ |

| | | | |
|---|---|---|---|
| | | | બે જાતના હોય છે, રામૈયો તથા સુંઢીઓ. કુવામાં ઉપર પાણી હોય તો સુંઢીઓ કોસ કામ આવે છે, અને ઉંડો કુવો હોય તો નાનો કોસ કામ આવે છે તેને રામૈયો કોસ કહે છે. કોસ ચામડાના થાય છે. |
| વરત. | ૧૫ | ૪ | કોસ ચામડાનો અને કુવામાં જાય આવે, તેને બાંધવામાટે જે નાડા હોય છે તે વરત કહેવાય છે. |
| ગોપૂણ. | )= | )- | ચામડાની અથવા સુતરની હોય છે તેમાં પથર નાંખી ખેતરમાં બીગાડ કરનારાં પક્ષીઓને ઉડાડવા માટે હથીઆર કામ આવે છે એટલે ખેતરનો રખોલદાર એક ઝાડ ઉપર બેસી તમામ ખેતરમાં નજર રાખે છે ને કોઈ છેટે પંખી બીગાડ કરે તેને ગોપૂણનો પથર ફેંકી ઉડાડે છે. એ રીતે ગોપૂણ કામમાં આવે છે. |
| ચીચોડો. | ૧૨૫ | ૪૦ | આ હથીયાર શેરડી પીલવાના કામમાં આવે છે અને તે બાવળના લાકડાનો મજબુત થાય છે. |

ઉપર પ્રમાણે ખેતીવાડી કરવામાં હથીયારોની જરૂર પડે છે તે પ્રથમ ખરીદ કરવામાં કોરી ૧૦૦૦) અથવા રૂપીયા ૩૦૦) માં ખરીદ થાય છે. એ રીતે ખેતીવાડી કરવામાં ઓજારની મુખ્ય જરૂર પડે છે અને તે દરેક હથીયાર શું શું કામ કરે છે તે પણ

ઉપર બતાવવામાં આવેલું છે તે ખેતીવાડી કરનારા લોકોના જાણુવામાં આવવા આ જગોએ જણાવેલું છે.

## વેરા કેટલી જાતના લેવાય છે તે બાબત.

૧ સાંતીવેરો, ઉપનીવેરો, ચુલાવેરો, ઉભડવેરો, મસવાડીવેરો, પૈડાવેરો, ઉંબરવેરો, ઉચકાવેરો, પુછીવેરો, ધોલકવેરો, વીધાવેરો, પાણીવેરો, સમરીવેરો.

૧ સાંતીવેરો, એટલે સાંતી ઉપર અમુક વેરાની રકમ લેવાય છે તે.

૨ ઉપનીવેરો, એટલે દાણાની પેદાસ ઉપર અમુક રકમ વેરા બદલ લેવાય છે તે

૩ ચુલાવેરો, એટલે ચુલા ઉપર અમુક રકમ લેવાય છે તે. રોટલા જુદા ખાય એટલે તેનો ચુલાવેરો શરૂ થાય છે.

૪ ઉભડવેરો, એટલે ઉભડ વસવાયા વિગેરે સરકાર માલેકોના ઘરમાં રહે છે તે ઘર ઉપરનો વેરો લેવાય છે તે.

૫ મસવાડીવેરો, એટલે ઢોર ચારનાર રબારી લોકો વિગેરે માલધારા લોકો પાસેથી લેવાય છે તે.

૬ પૈડાવેરો, એટલે કુવાના કોસનાં પૈડાં ઉપર લેવાય છે તે વેરો.

૭ ઉંબરવેરો, એટલે દરેક ખોરડાના ઉંબર ઉપર લેવાય છે તે.

૮ ધોલકવેરો, એટલે તાલુકદારને કાંઈ ખાસ ખરચ કરવો પડે તે બદલ કાંઈ વધારે ખર્ચ કરે છે તે.

૯ ઉછકાવેરો, એટલે દુકાલના વખતમાં દાણાની ખાણ ઉપર ઉખેળતી વખતે અમુક રકમ પડે છે તે વેરો.

૧૦ પુછીવેરો, એટલે ઢોરનાં પુછડાં ઉપર લેવાય છે તે.
૧૧ વીઘાવેરો, એટલે પીત કરે તે ઉપર વીઘે કોરી લેવાય છે તે.
૧૨ પાણીવેરો, એટલે બીજાની માલેકીના ઘરમાં રહી ગામમાં પાણી પીએ તેના પાસેથી વેરો લેવાય છે તે.
૧૩ સમરીવેરો, એટલે પેટાહકવાલા હથુની જમીન, સરકારી ખેડુ ખેડે તેના પાસથી લેવાય છે તે.
૧૪ ગનીમવેરો, એટલે પેટા હકવાલા હથુનાં ગામ કે તેના અમુક હક ઉપર લેવાય છે તે.
૧૫ ડેલીવેરો, એટલે પેટાવાલાની ડેલી ઉપર રકમબંધી વેરાની રકમ લેવાય છે તે.

૨ ઉપર પ્રમાણે વેરા લેવાનો જે ક્રમ છે તે જે જે વખતે લેવાનો ઠરાવ હોય તે મુજબ લેવાય છે, સાંતીવડે અમુક વેરાની જે રકમ લેવા ઠરાવ હોય તેમાં દરેક ખેડુત પાસેથી વસુલ લેવી અને કોઈ પણ ખેડુત વેરાની રકમ ન ભરે તો તેને અમુક મુદતની નોટીસ આપવી કે વેરાની રકમ મુદતના અંદર નહી વસુલ થાય તો તેટલી રકમનો પુરતો માલ હરાજ કરવામાં આવશે.

૩ મુદત વીત્યાબાદ નાણાં ન આપે તો વેરાની રકમ જેટલો પુરતો માલ હરાજ કરી નાણાં વસુલ લેવાં અને તેજ પ્રમાણે બીજી કીસ્તનાં નાણાં પણ વહીવટદારે વસુલ લેવાં. તેટલું છતાં વેરો વસુલ ન થાય તેવી કોઈ ખેડુની સ્થિતી હોય તો મંજુરી મેળવી તે નાણાં તેહસીલ ખેંચવાં.

## ખેતીસંબંધી ચાલતી કહેવતો.

ખેડુત લોકોમાં ખેતીવાડી સંબંધી ઘણી કહેવતો ચાલેછે તે કહેવતો ઘણી જાણવા લાયક છે તેથી આ જગોએ થોડી કહેવતો જણાવું છું.

## કવિત ૧ પહેલું.

મૃગશરનાં વાલાં આળદ્રાના રૂઠા મે જેઠી પુત્ર ન જનમીયા તેનો રલતા ન આવે છે.

## અર્થ.

બનતાં સુધી જેઠ મહિનાની વાવણીની તક જવા ન દેવી.

## કવિત ૨ં બીજું.

જો વરસે ઉતરા તો ધાન ન ખાય કૂતરા.

## અર્થ.

ઉતરાના નક્ષત્રમાં જો વરસાદ વરસે તો એટલું બધું અનાજ થાય કે જે કુતરા પણ ન ખાય.

## કવિત ૩ જું.

શ્રાવણ હોએ કોરણે તો, ખેડુ ભરે ઓરણે.

## કવિત ૪ થું.

જો વરસે શાત તો ન વાગે તાત.

## અર્થ.

શાંત નક્ષત્રમાં વરસાદ વરસે તો કાલાં કપાસ પાકે નહી: એથી વરસ ઘણું નબલું ગણાય. મતલબ શાંત નક્ષત્રમાં વરસાદ વરસે તે સારો ગણાય નહી.

ખેડુત કાઢેછે તેથી બે છોડા વચ્ચેની જમીન પાછી ચોખી થાયછે. ઉપર પ્રમાણે બે વખત ઠાલું વખેડું ફેરવી ત્રીજી વખત વખેડું ઉપર ચઢીને ફેરવવું જોઇએ. એ રીતે ખેડુતે કર્યા બાદ રખોલું રાખવું અને મોલને સાચવવા.

બીજે વરસે મહામહીને કાલાં કપાસ તૈયાર થાયછે. તે પાકી ગયા પછે ખેતરમાં તેનો માલિક સામટા મૂલી કરી વીણવા માટે લઈ જાયછે. જો ખેતરમાં કાલાંની પેદાશ હોય તો છોડમાંથી કાલાંજ જૂદાં વીણી લેવામાં આવેછે. અને કપાસ હોયતો કોશીચું છુટું રહે અને તેમાંથી કપાસ કાઢી લેવામાં આવેછે.

એ કપાસ કાલાં ખળાવાડ ગામમાં હોય ત્યાં લાવેછે. બાદ ખેતરમાં જે સાંઠી ઉગી હોય તે કોદાલી વતી ખોદ્દી નાંખી ફાંટો જોડીને સાંઠીયો ખેતરમાંથી બહાર કાઢેછે. બાદ રાંપવતી રાંપલી ખેતર ચોખું કરવામાં આવેછે. એ રીતે રૂ સંબધી હકીકત છે.

## કવિત ૫ મું.

જો વરસે હસ્ત તો પાકે સરવ વસ્ત.

### અર્થ.

હસ્ત નક્ષત્રમાં વરસાદ વરસે તો સર્વ અનાજ બરાબર પાકે.

## કવિત ૬ ઠું.

દીવાળે દીકરા કાધોરીકા ધરા.

### અર્થ.

કાંતો સપૂત દીકરો દીવાળે કાં જમીન દીવાળે.

## કવિત ૭ મું.

જેઠ અને દો દાડલા જો વરસે ભડ ભડલી પૂછે કંથને તો કૂવાકાઠે ખડ.

### અર્થ.

જેઠના છેલ્લા બે દિવસમાં ભડ નક્ષત્ર વરસે તો કાંઈ ખેડ થાય નહિ. માત્ર કૂવા કાંઠાની ભીની જમીનમાં થાય.

## કવિત ૮ મું.

કોલી રડે ત્યાં કોથલા ઢેઢ રલે ત્યાં ધૂડ ઝાઝા રલે પુતલા ત્યાં દલદરનું મૂલ.

## કવિત ૯ મું.

ચાકરના હાથ કરતાં ધણીની મેરબાની સારી છે.

### અર્થ.

ચાકર ઉપર ભરૂસો રાખી કામ લેવા કરતાં ધણી પોતે નીઘેબાંની નીચે કામ લે તેમાં ઘણોજ ફાયદો થાયછે.

## કેવત ૧૦ મી.

કણબી વાંસે ક્રોડ કણબી કોઇ વાંસે નહીં.

### અર્થ.

આખું જગત્ ખેડુતની પાછળ છે, ખેડુત પોતાનું ગુજરાન બીજા ઉપર રાખી રહેતો નથી.

## કેવત ૧૧ મી.

ખેડ કરેતે ઘાસે જો ધણી ન હોય પાસે.

### અર્થ.

ધણી પોતે દેખરેખ રાખ્યાસીવાય બીજાને ખેડનું કામ સોંપે તો તેમાં તેને ઘણો ઘસારો વેઠતાં ફાયદો થતો નથી. પણ જો પોતે પાસે રહી ખેતી વાડીનું કામ કરેછે, તો તેથી તેને ઘણો ફાયદો થતાં ઘાસી જતો નથી.

## કેવત ૧૨ મી.

ખેડુને ભેંસ સોપે તો તેના બળદ મુવા.

### અર્થ.

ખેડુતને ભેંસ સોપી હોયતો તેને બળદનું ઘાસ ખેડુતની ઓરતો સારૂં સારૂં જોઈ ખપરાવી દેછે. તેથી બળદીયા ચારા ઘાસ વિના દુઃખી થાયછે.

## કેવત ૧૩ મી.

જેઠી બીજે ગરજીઓ જો હોય અજવાળી પખ ગરભ સઘલા ગલી ગીયા ને જોશી આલમ ભખ.

## કેવત ૧૪ મી.

ધર અસાડી બીજલી નોમે નીરખી જોઈ જો હોય સો મે શુક્રે તો જળ બંબોલાં હોય.

### અર્થ.

અશાડ મહિનામાં નોમને દિવસે સોમે અગર શુક્રવારે બીજલી થાય તો જલ ઘણું આકાશમાંથી પડેછે.

## કેવત ૧૫ મી.

ગઓ મે આવે પણ ગઈ ખેડ ન આવે.

### અર્થ.

ખેડવાનો વખત છે તે જવા દેવો નહિ. બરાબર વખતસર ખેડ કરી લેવી. મોલ લીધા પછી તરતજ ખેડ કરી લેવી મેહ ગયો આવે પણ ખેડનો વખત ગયો તે પાછો એ વરસ આવવાનો નથી.

## કેવત ૧૬ મી.

જો મૂકીએ વરત તો મરીએ તરત.

### અર્થ.

પીત બરાબર કરવું જો પીત ન કરીએ તો છતાં ખેડ મરવાનો વખત આવી જાય.

## કેવત ૧૭ મી.

ખેડ ખાતરને પાણી નસીબમાં ન હોય તોપણ લાવે તાણી.

### અર્થ.

નસીબમાં ન હોય તોપણ ખેડ ખાતરને પાણીએ તાણીને દોલત આપેછે. એટલે ખેડ કરવી એ કામ સરસ છે.

## કેવત ૧૮ મી.

આશાડ મહીને દોદીન સારા આઠમ ચૌદશ ઘોર અંધારા.

### અર્થ.

અશાડ મહીનામાં આઠમ અને ચોદશ ઘોર અંધારૂં થાય તો વરસાદ પુષ્કળ આવે.

## કેવત ૧૯ મી.

રૂઠા મેરૂ દોપાસે આવે ને બળેવે બાંઈ પકડીને લાવે.

### અર્થ.

દીવાસે અને બળેવે મે અવશ્ય આવે.

## કેવત ૨૦ મી.

મઘા પાણી અમૃત વાણી.

### અર્થ.

મઘા નક્ષત્રમાં વરસાદ વરસે તે ઘણોજ ફાયદાકારક છે.

## કેવત ૨૧ મી.

અશાડા ઘર પંચમી જો વર્શાં કે વીજ, દાણા પેરી નાણાં કરો રાખો બળદને બીજ.

## કેવત ૨૨ મી.

આભ રાતો ને કણબી માતો.

### અર્થ.

ચોમાસામાં રાતો આભ હોય તો વરસાદ આવેછે.

## કેવત ૨૩ મી.

આભ ગુગળો ને કણબી દુબલો.

### અર્થ.

આભ ગુગળા રંગનો હોય તો વરસાદ નહિ આવે એમ ધારી કણબી મુંઝાય છે.

## કેવત ૨૪ મી.

કરકે ભીજે કાંકરી સરીએ લીજે રાસ ડંખ કરે સુણ ભડલી દહાડા વરસે સાઠ.

### અર્થ.

કર્ક રાસીમાં કાંકરી ભીજે એટલો વરસાદ આવે તો પછે ઘણો વરસાદ પાછળથી આવેજ.

## કેવત ૨૫ મી.

કાલી ખડકે આથમે રાતી કરણે લીલાય ડંક કરે સુણ ભડલી નદીએ નીર નમાય.

## કેવત ૨૬ મી.

સીઆલે સોરઠ ભલો ઉનાળે ગુજરાત ચોમાસે પડતર ભલો કછડો બારે માસ.

## કેવત ૨૭ મી.

કણબી ને કામધેન દોનું બીયાણી સત્ય વીએક ધરાનો ભાર ઉપાડે બીજે જગત્ ઓઢાડે હથ.

### અર્થ.

કણબણ તેમજ ગાય બંનેને ધન્ય છે. એકે જણ્યો કણબી બાજીએ જણ્યો બળદ. તેની ઉપર સૃષ્ટિનો આધાર છે.

## કેવત ૨૮ મી.

વાવણી ઘી તાવણી.

### અર્થ.

ઘી તાવ્યામાં જેટલી આતુરતા છે, તેટલી તે વાવણીમાં છે, જેમ ઘી બલી જવા ન દેવું, તેમ વાવણીમાં બીજ બહુ પડી જવા ન દેવાં. ઘી કાચું ન રાખવું તેમ બીજ વાવણી ઓછી ન રાખવી. મતલબ બરાબર વાવણી થવી જોઇએ.

ઉપરની કેવતો શિવાય ઘણી કેવતો બીજી છે. પરંતુ આ જગ્યોએ ૨૮ અઠ્ઠાવીસ કુલ કહેવતો જણાવવામાં આવી છે. કહેવતોનો ભાવાર્થ દરેક ખેતી કરનારને જાણવા જેવો છે. અને તે ખેતીવાડીના કામ કરનારને ઉપયોગી છે.

## ઉજડટીંબા આબાદ કરવા બાબત.

ઉજડટીંબા પાસેની વસ્તીયાણ ગીર નજદીકમાં હોય તો તે ટીંબા નીચેની જમીન આબાદ કરવા માટે નવા ખેડુઓ બોલાવી તેની રેણાક ગીર નજીકના તે ટીંબા પાસેના ગામમાં કરી આપવી જોઇએ.

તેમ ન થતું હોય તો ઉજડટીંબો વહીવટદારે જાતે જઈ જોવો અને ત્યાં તપાસ કરવો કે આસપાસ ગામ કેટલું દુર છે ને પા-

ણીની સ્થીતી ત્યાં કેવા પ્રકારની છે. ટીંબા નીચે ગઢાણ જમીન કેટલી છે અને ઝાડવાં કાપી કેટલાં સાંતીની તૈયાર થાય તેમ છે તે તપાસ કરવા ઉપરથી ટીંબા નીચે જથાબંધ જમીન ખેડવા લાયક માલુમ પડે તો અમુક જગોએ ગામ બાંધી શકાય. ત્યાં બાંધવાનું નિશ્ચે કરી નવા ખેડુત બોલાવી તેને પ્રથમ જે ટીંબો વસાવવાનો હોય તેની તમામ જમીન નજરે પાડી ખેડુતો ટીંબો વસાવવા કબુલ કરે તો પછે તેની સાથે કેવી રીતના ઠરાવથી વર્તવા માગેછે તેનો વ્યાજબી રીતે ઠરાવ કરવો અને એ બાબત ઉપરી અધિકારીની પરવાનગી મેળવી ઠરાવનો અમલ કરી મુકરર કરેલી જમીન ઉપર ગામ બાંધવું ને તે ગામ કંઈક ખેડુતો આકારવાળું બાંધે તેવી ગોઠવણ તે જાતે જોઈ તે પ્રમાણે બંધાવ્યું છે કે નહિ ? તેની તજવીજ પુરતી રીતે રાખવી.

ગીરભાગ યાને એવા કોઈ કારણથી લોકોને પાણી લાગવાનો સંભવ હોય તો એક એક કુવો દરબારી ખર્ચથી બાંધી આપવો જોઇએ.

કોઈ પણ ઉજડટીંબો વસાવવામાં આવે તેની જમીનમાં ઓછામાં ઓછાં વીસ પચીસ સાંતી આબાદ કરવાં પણ તે કરતાં કમતી જમીનમાં બાંધવાં નહિ. ઉપર પ્રમાણે જમીન સંબંધી, ગામ સંબંધી, ઉજડટીંબા સંબંધી જે જે વ્યાખ્યાઓ આપી છે તે રીતે બંદોબસ્ત કરીને પછે તે પ્રમાણે બરાબર ધોરણ ચાલે છે કે નહિ તે તપાસ કરવાનું કામ વહિવટદારની જાતનું છે. તો દરેક ગામે વહીવટદારે વહીવટ કરવા જતી વખતે બરાબર તપાસમાં લેવું જોઇએ અને જેના તરફથી ન થતું હોય તેને માટે ઉપર લખ્યા પ્રમાણે ફેરફાર જમીનનો થતાં પુરી આબાદીમાં જમીન અને ગામ આવી જાય તેવો તપાસ કર્યા કરવો જોઇએ.

જમીન ખેડનારા ખેડુતો જમીન બરાબર ખેડ કરવાના વિષયમાં લખ્યા પ્રમાણે ખેડે છે કે નહી અને જે વખતે ખેડવી જોઈએ તે વખતે ખેડાઈ છે કે નહિ આ તપાસ વહીવટદારે આગતરનાં ખળાં ભરવા જાય ત્યારે ગામની આખી સીમમાં ફરી ત-

પાસ કરવો જોઇએ અને જે ખેડુતની ખેડ નબળી માલુમ પડે એટલે કે ખેડના વિષયમાં લખ્યા પ્રમાણે ખેડ ન કરી હોય તેને-માટે અમુક મુદતની નોટીસ આપવી કે ખેડુત પોતાની ખેડ ઉંચા નંબરની કરે અને જો તે પ્રમાણે ન કરે તો મુદત વીત્યા-બાદ તેની કસુર બદલ યોગ્ય શિક્ષા કરવી.

ફળાઉ ઝાડ આંબા ગુંદા વીગેરે જે ખેડુત પીતની જમીન ખે-ડતો હોય તે પીતના ખેતરને સેઢે ફરતાં ઝાડ દરેક ખેડુતે વાવી દેવાં જોઈએ અને તેજ પ્રમાણે બારેત ખેતરને સેઢે બાવળો વા-વવાના વિષયમાં લખ્યા પ્રમાણે વાવી દેવા જોઇએ.

## ગામની પુરી આબાદી કયારે થાય.

૧ દરેક ગામમાં પ્રથમ વહીવટ કરનારે જાવું અને ગામ ફરી ફરીને જોવું.

૨ ગામની સીમ ચારે દિશાએ ફરી બરાબર જોવી.

૩ ફરતી ગામની સરહદ તથા સીમાડા અને નીશાનો બ-રાબર સ્થીતીમાં હોવાની ખાત્રી કરવી.

૪ તેમાં કંઈ કરવા જેવું માલમ પડે તો તુરત તજવીજ ક-રવી. આ બાબતમાં જરા પણ ગાફલ નહીં રહેવું, કેમકે આ કામ ઘણું મોટા હકનું છે.

૫ આટલું કર્યા પછે ગામમાં કુલ સાંતી કેટલાં છે અને કુલ કેટલા વીઘા જમીન છે તેનું લીષ્ટ કરી લેવું.

૬ દરેક ખેડુતનાં ખાતાં કરવાં તેમાં બારેત જમીન કેટલી, પીત જમીન કેટલી, બીડ જમીન કેટલી; અને બ-રાબો કેટલો તે નોંધવું.

૭ પીત બારેતમાં પડતર કેટલી તે નોંધવું તેમજ બીડની જમીન ૫૦ વીઘાના સાંતી એકે વીઘા ૫ કરતાં હી-સાબે કેટલા વધારે છે તે લખવું. આ તપાસ સીમમાં ફરી નજરે જોઈ કરવો ને નોંધ તે પછે કરવો.

૮ પીત જમીનમાં વધારે તપાસ એ કરવો કે જમીન એક

વાડી નીચે વીઘા આઠથી દસ હોવી જોઇએ. તેપ્રમાણે દરેક વાડી કેટલા કોશી છે અને તે નીચે પીત જમીન કેટલી છે તે નજરે જોઈ નકી કરવું એટલે પીતની બધી જમીનમાં મોલ થાય કે નહીં તેનો તપાસ કરી બની શકયાપ્રમાણે પીતની જમીનમાં પીત મોલ થાવોજ જોઇએ.

૯ દરેક ખેડુત પાસેથી જમીનની સ્થીતી ઉપર પ્રમાણે જાણી ખાતાવાર નીચે મુજબ જુદો નોંધ કરવો.

૧૦ બે બળદ ને એક માટી પચાસ વિઘા જમીન ખેડી શકે તે હીસાબે વધુ જમીન હોય તે જુદી કાઢવી.

૧૧ પીત તથા બારેત કેટલી કેટલી પડતર છે તે હીસાબ જુદો કાઢવો.

૧૨ દરેક ખેડુતને સાંતીએ ૫૦ વીઘા બારેત, પાંચ વિઘા પીત અને પાંચ વિઘા બીડ રાખી, વધારાની જુદી કાઢવી.

૧૩ એ પ્રમાણે હીસાબ કાઢતાં જેટલી જમીનનો આંકડો થાય તેટલી જમીનનો ઉપયોગ ખેડુત ગેર વ્યાજબી કરે છે એમ સમજવું. જમીનના ઉપયોગનેમાટે નીચે-પ્રમાણે બંદોબસ્ત કરવો.

૧ પુરતા બળદ અને માટી ખેડુતે જમીનના પ્રમાણમાં રાખવાં જોઇએ.

૨ પડતર જમીન તમામ ખેડી નાંખવી જોઇએ.

૩ હીસાબ કરતાં વધુ બીડ જમીન હોય તે પણ ખેડી નાખવી જોઇએ.

૪ પીતની જમીનમાં પુરેપુરો પીત મોલ થવોજ જોઇએ. એ પ્રમાણે ન કરે તો ખેડુતની કસુર ગણી એક વખતને માટે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવો.

૫ અમુક મુદતની પ્રથમ નોટીસ આપવી કે તમામ પડતર જમીન ખેડુતે મુદતની અંદર ખેડી નાંખી નજરે બતાવવી.

૬ મુદતની અંદર ખેડુત જમીન ખેડી નાખે તો બેહેતર નહિ તો મુદત વિત્યાબાદ છોડાવી લેવી.

૭ છોડાવેલી જમીન માટે હરાજીની બાબતમાં લખ્યાપ્રમાણે જમીન હરાજ કરવી અને જે કારણ છોડાવવાનું હોય તે બરાબર લક્ષમાં રાખી જમીન એક તસુ પણ પડતર ન રહે તેવી શરત રાખવી.

૮ એપ્રમાણે ખેડુત પોતપોતાની જમીન ખેડી નાંખી ખેતી કરે તેવો બંદોબસ્ત કરી બારીક તપાસથી જોયા કરવું.

૧૪ ગામાયત પડતર જમીન કોઈ પણ ખેડુતના કબજા બાહારની પડી હોય તે તમામ ગામના અગર બાહારના ખેડુત લાવી તેપણ ખેડાવી નખાવવી પણ બીલકુલ પડતર રેહેવા નહિ દેવી.

૧૫ બીડ જમીન જેટલી ખેડવા લાયક હોય તેટલીજ ખેડાવી નાખતાં ખેડવા લાયક જમીનમાં બીડ નહિ રાખવું.

૧૬ કેટલાક ખેડુત લોકો પોતા હસ્તકની ઉંચા નંબરની જમીનમાં બીડ રાખેછે તે નહિ રાખવા દેતાં હલકી જમીનમાં બીડ રાખે અને ઉંચા નંબરની જમીન ખેડી નાંખે તેવો બંદોબસ્ત કરવો.

૧૭ જે ખેડુત પોતાના કબજામાંની જમીનપડતર રાખેછે તે જો બહુ થોડા વીઘા પડતર હોય તો તે પડતર ઉપર અમુક વીઘોટીનો દર ઠરાવી ખેડુત પાસેથી વસુલ લેવો જોઇએ કે જેથી તુરત તેને જમીન ખેડી નાંખવા કાળજી રહે.

૧૮ ઉપરની કલમ પ્રમાણે ખેડુત વીઘોટી નાકબુલ કરે તો તે વાત મંજુર ન રાખવી કારણ કે જુજ જમીન તે કદાચ મુકી દે તો તે કોઈ રાખે નહિ અને પડતરજ રહે, માટે આવે પ્રસંગે કાંતો ખેડુત પડતર જમીનની વીઘોટી આપે અગર ન આપે તો તમામ જમીન છોડાવી દેવા પ્રયત્ન કરવું.

૧૯ ઘણા ખેડુતો જમીન ખેડેછે છતાં વાવણી વખતે વાવી શકતા નથી તેથી ખેડવાણ છતાં પડતર રહી જાયછે અને તેથી દરબારના હકમાં નુકશાંન થાયછે માટે વાવણી થયા પેહેલાં સીરૂવાતમાંજ એવી ગોઠવણ કરી રાખવી કે, જેથી પડતર જમીન ખેડાઈ જાય અને ખેડાએલી તમામ વવાઈ જાય.

૨૦ ઉપર પ્રમાણે આબાદી, જમીન સંબંધી કરવી.

# થોડા એક

## રેવન્યુ કામમાં વપરાતા શબ્દો અને તેના અર્થો.

રેવન્યુ કામમાં કેટલાએક શબ્દો વારંવાર વપરાય છે તેવા શબ્દોના અર્થ ઘણીવાર જાણવામાં આવતા નથી. અને તેથી બહુ અડચણ કેટલાએક કામોમાં આવેછે તેથી થોડા વપરાતા શબ્દોના અર્થ અને શબ્દો આ જગોએ જણાવેલા છે.

પડેતર. ખેડાયાવિનાની કિંવા, ખેડાએલી, વાવ્યાવિનાની જમીન હોય તે.

ખલ. પડેતર જમીન પ્રથમ ખેડી પેહેલો મોલ વાવે તેને ખલ કહેછે.

બવાડું. પડેતર જમીન ખેડ્યા પેહેલાં તલ વાવે તે પછે બીજી વાર જે મોલ વાવે તેને બવાડું કહેછે.

સાંરવા. ચાલતી ખેડવાણ જમીન જેમાં ઉંચા મોલ થતા હોય તે.

બાજરવાડું. જે જમીનમાં બાજરો વાવેલ હોય તે જમીન.

વણવાડું. જે જમીનમાં કાલાં કપાસ વાવેલ હોય તે જમીન.

તલવાડું. જે જમીનમાં તલ વાવેલ હોય તે જમીન.

ઘઉંવાડું. જે જમીનમાં ઘઉં વાવ્યા હોય તે જમીન.

વાડપડું. જે જમીનમાં શેરડી વાવેલ હોય અને તમામ વઢાઈ ગએલી હોય તેવી જમીન.

ચાસઠવાડું. જે જમીનમાં જાર વાવેલ હોય તે જમીન.

કમોદવાડું. જે જમીનમાં કમોદ વાવેલ હોય તે જમીન.

વાડીપડું. પીત જમીન વાડી.

બારેત. જે જમીનમાં ચોમાસાના વરસાદથી મોલ થાય તે.

પીત. જે જમીનમાં વાવ, યા કુવાના પાણીથી મોલ થાય તે પીત જમીન.

પીતના કુવા. ખેતરમાં ચાલતા કુવા હોય તે.

બુંટ. ખેતરમાં પડતર કુવા, વાવ, હોય તે.

ખાતરૂં. ખેતરમાં ઉજડ કુવા, વાવ, હોય તે.

વાસો. રાત દિવસ ખેતરની ચોકી રાખવામાં જે વખતે જાય તે.

ટ્રોયો. ખેતરની ચોકી કરનાર.

પસર. પાછલી રાતે ખેડુ લોકો ઢોર ચારવા જાયછે તે વખત.

બાગાયત. પીત જમીનને બાગાયત કહેછે.

જરાયત. એટલે બારેત જમીન.

ખડવાઈ. ખડવાઢની વખત, બાજરાના ઓઘા કરી

દીવાળી પછે ખડ વાઢવા જાયછે તેને ખડવાઈ કહે છે.

ખાતરવાઈ. ઉનાળુ મોલમાં, વાડમાં, ખાતર નાંખવાનો વખત પોશ તથા માહા માસમાં.

સાંતીવેરો. વિઘા ૫૦ નું સાંતી ૧ ગણાય છે. તેવાં જેટલાં સાંતી જે ખેડુત પાસે હોય તે દરેક સાંતીએ વારસીક વેરા બદલ જે રકમ સાંતીવેરાની લેવાય તે.

ઉભડવેરો. જે લોકો ગામમાં સાંતી હાંકતા ન હોય અને બીજો ધંધો કરી રેહેતા હોય તેવા દરેક ઘરમાં રેહેનારા પાસેથી વરસદાડે, જે રકમ ઉભડવેરા બદલ લેવાતી હોય તે રકમને ઉભડવેરો કહેછે.

ઉભડ. ઉભડ એટલે ગામમાં સાંતી હાંકતા ન હોય પણ બીજા મજુરી વિગેરેના ધંધા કરનાર લોકો.

ગંજ. ખળાવાડ ભરાઈ રહ્યા પછે દરેક ખળાંનો સરકારી વજે એક જગોએ ભેળો થઈ ઢગલો થાય તેને ગંજ કહેછે.

ગંજ વધારો. સરકારી વજે ભરતાં હિસાબ થઈ પાછળથી વધારે ગંજમાં માલુમ પડે તેને ગંજ વધારો કહે છે.

ખળાં. દાણા, કાલાં, કપાસ વિગેરે, સભોગો ખેડુતોનો માલ ખળાવાડમાં પડ્યો હોય, ને ખેડુતોને જુદા જુદા રાખવામાં આવે છે, તે દરેક જુદા જુદા ભાગ તેને ખંળાં કહેવામાં આવેછે.

ખળાવાડ. એટલે દરેક ગામની જનસી ઉપજ એક જગોએ ખેડુત ભેળી રાખેછે, તેજ જગો ગામના પાદરે હોયછે, અને ફરતી કાંટાની વાડ, વંડી હોયછે, તેમાં ખળાં થાયછે તેને ખળાવાડ કહેછે.

ઝુંપડી. ખળાવાડમાં રખવાળું રાખવા માટે એક સરકારી

સિપાઈ રહેછે. તેને રહેવા માટે ખળાવાડમાં એક સાંઠાની ઝુંપડી તે ઘણું કરી ખળાવાડ નજીક ઝાંપો રાખીને જગો બાંધેછે, એટલે આ ઝુંપડી કરવાથી બરાબર દેખરેખ રહી શકેછે.

હવાલદાર. એટલે દરેક ખળાવાડ સાચવવા સરકારી સિપાઇ રહેછે તે.

કોસ. ભેંસના ચામડાનો થાયછે, તે ખેતરમાં કુવા હોયછે, તેમાંથી પાણી કાહાડવામાં આવેછે તેને કોસ કહેછે.

પડથારો. એટલે વહીવટી બાબત છે, તે અમુક ખાંડી અથવા કળશી કે, ભારે. ઠરાવ હોય તે પરચુરણ વસવાયાં માટે મજમુંમાંથી અપાય છે તે.

વસવાયાં. કુંભાર, સુતાર, મોચી, ઢેડ, ધોબી, લુવાર.

મેલી ઉપજ. એટલે સરકારનો ભાગ તેમજ ખેડુતનો ભાગ જુદો ન કર્યો હોય તેને મેલી ઉપજ કહેછે.

ઢાળ. ખેતરમાં મોલ પાકી જાય તેની અટકળ સરકારી માણસો કાઢે કે આ ખેતરમાં આટલા દાણા છે. તે આંકડાને ઢાળ કેહેવામાં આવેછે.

ખોળો. આ એક વહીવટની બાબત છે. તે એવી રીતે લેવાય છે કે, ખળાવાડમાં અમુક કારણે ઢગલા પાસ જઈ લુગડું પાથરે છે તેમાં ખેડુત પોતાના ખાવામાંથી દાણા પોતાને હાથે કરીને આપેછે તે ખોળો લેનાર તથા દેનાર જરા તકરાર કરેછે તે પછે બંને બોલતા બંધ થાયછે એટલે ખળામાંથી ખોળો લીધો, એ રીતે ગણાયછે.

કણગરી. કણગરી, આ એક વહીવટી બાબત છે તે ખેડુત પાસેથી જે સરકારી વજે લેવાય તે ઉપરાંત કંઈ વધારે કણગરીની બાબત કરી, લેવામાં આવેછે.

વસવાયાં. ભંગીયો, ગામોટ, કોટવાલ, દરજી, હજામ, તે લોકો ગામમાં રહી ખેડુતોનું કામ બાર મહિના સુધી કરે તેના બદલામાં ખેડુત દરેક વસવાયાંને માપ અથવા માણું એ રીતે આપેછે. તેથી તેને વસવાયાં કહેછે.

દાડીયા. ખેતરમાં વાઢવા અથવા નીંદવા વિગેરે કામ માટે ખેડુતને મજુર રાખવા પડેછે તે.

ખેડુંખાતું. ખેડુતની કુલ ઉપજનું આસામીવાર તથા તેની જનસીવાર, અને નગદીવાર, ખાતું ગામનું બેસારવું પડેછે તે.

સદાવૃત. માહાલમાં સરકારી સદાવૃત, સાધુ સંત, ફકીરને અપાયછે તેના ખર્ચ બદલ રકમ લે કે, ખેડુતની ઉપજે અમુક દાણા તથા કાલાં કપાસ લેવાય છે તે.

વજેભાગ. એટલે ખેડુતની કુલ ઉપજમાં સરકારી ભાગ લેવામાં આવેછે તે.

ભાડું. ખેડુત સરકારી વજે ગામડેથી પ્રાંતના મુખ્ય સ્થળે પોહોંચાડી આવે એવો નિયમ છે, અગર જે ગામેથી જેટલા માઇલ પ્રાંત દુર હોય તો તેટલું દુર તેને બીજે સ્થળે વજે પોહોંચાડવા જવું પડેછે, તે જો ખેડુતને ન જાવું પડે તો ઠરાવ પ્રમાણે દરબાર તેના પાસેથી ભાડું લેછે.

કન્યા ચોરી. કન્યાની ચોરી બંધાય અગર નકા પઢાય તે જગોએ કન્યા દીકરીની અમુક રકમ પરણનાર પાસેથી લેવામાં આવેછે તે.

કશી. ખાંણુ કાપનાર, જે કુવાડા રાખેછે તે પાસેથી કુવાડા દીઠ અમુક રકમ લેવાય છે તે.

ઉપનીવેરો. મેલી ઉપજની કળશી, યા ખાંડી ઉપર અમુક

રકમ વેરાની કહી લેવાયછે તે. આ એક વહી-
વટની બાબત છે.

બાલાઈ. દંડ વિગેરે પરચુરણ. તેવી જાતની ઉપજ સ-
રકારમાં આવી હોય તે.

મસવાડી. ગિરમાં રબારી, ભરવાડ વિગેરે લોકો પોતાનાં
ઢોર, બકરાં, ગાડરાં વિગેરે, માલ ચરાવવા ચો-
માસામાં આવેછે તે દરેક જીવ દીઠ સરકારના ઠ-
રાવ પ્રમાણે અમુક રકમ માલધારી પાસેથી લે-
વામાં આવેછે તે.

ભામ. જે ઢોર મરીજાય તેનાં ચામડાં ઢેઢ લોકો
લઈ જાય છે અને તેના બદલામાં અમુક રકમ
વારસીક દરબારને આપે છે તે.

ઢેઢમેતરાઈ. આ એક વહીવટી બાબત છે, તે ખાસ ઢેઢ
લોકોનેમાટે છે એટલે વરસ દાહાડાસુધી એક
રકમ ઢેઢમેતરાઈની ઠરાવી, દરબારને આપે છે,
અને તે ઠરાવ પ્રમાણે દરેક ઢેઢ લોકો પાસેથી
પરચુરણ વસુલાત કરી પોતે લઈ જાય છે ( દરેક
ઢેઢ એક તાલુકાના )

પાનચરાઈ. ફાગણ મહિના પછે ગીરમાં ઝાડ કોળે તે
ખવરાવવા જે લોકો બકરાં, ગાડરાં, ઢોર વિ-
ગેરે લઈ જાય તેના પાસેથી અમુક રકમ દરબાર
લે છે તે.

કાંટાચોકસી. એટલે એક ગામમાં, એક શેહેરમાં અમુક
એકજ માણસ સોનું રૂપું તોળવા માથે લે છે
અને તેના બદલામાં સરકારને અમુક રકમ બાર
મહિનાની આપે છે તેને કાંટાચોકસી કહે છે.

કોટવાળી. સરકાર તરફથી એક માણસ વેઠ વગેરેનાં
ગાડાં વિગેરે ગામ લોકો પાસેથી લે છે, દીવાબતી

કરે છે, અને તેને ખેડુતપાસેથી અમુક દાણા ખળાદીઠ મળે છે, અને તે બદલ કેટલી જગોએ બારમાહી રકમની મળે છે ને દરબારને કેટલીક જગોએથી કોટવાલનો પગાર સાંમો આવે છે.

પુછીવેરો. એટલે રબારી લોકો જે બકરાં, ગાડરાં ગીરમાં ચરાવે તે દરેક બકરાં ગાડરાંને પુછડે અમુક રકમ લેવાય છે તે.

કડાભાડું. એટલે ખેડુત લોકો વાડ જેટલા દિવસ ફેરવે તેટલા દિવસ કડાદીઠ રોજ કંઈ રકમ દરબારને આપે છે તેને કડાભાડું કહે છે.

ઉપરલણ. ખેતરમાં મોલ ઉભા હોય તેનાં ડુંડાં સાંઠા સથાળેથી, દાતરડેથી, કાપવામાં આવે તેને ઉપરલણ કહે છે.

થડવઢ. ખેતરમાં ઉભા મોલ હોય તેને નીચેથી થડમાંથી સાંઠા સુધાંત વાઢેછે તેને થડવઢ કહેછે.

ઉભાવાડનુંવેચાણ. વાડનો માલીક ખેડુત-ઉભોને ઉભો વાડ બીજાને વેચાણ આપેછે તે.

આડ. જે જગોએ કાલાં કપાસ, ચરખા માંડી પીલાય, ફોલાય તે જગોને આડ કહેછે.

પાટ. ખેડુત લોકો શેરડીના વાડ વાવે ત્યારે કયારા કરેછે તેવા પાંચ કયારા.

ભથવાર. ખેડુત લોકો સીમમાં ખેડતા હોય ત્યાં બપોરે જે ખાવાનું લઈ તેમનાં બૈરાં ખેતર જાય ત્યારે તેને ભથવાર કહેછે.

સાથી. ખેડુત પોતાની જમીન ખેડવા માટે જે માણસને નોકર રાખેછે તેને સાથી કહેછે.

ભાગીયો. ખેડુત પોતાની જમીન ખેડવામાં જે જે મદદગાર તરીકે જાત મેહેનત કરવા માટે અમુક

ભાગ આપવો ઠરાવી રાખેછે તેને ભાગીયો કહેછે.

ભોરીયો. ખેડુત લોકો વાડ વાવેછે તે વખતે શેરડી સુડી ફાંટ ભરી ચીચોડામાં નાંખવા લઈ જાયછે તેને ભોરીયો કહેછે.

ગળાવો. ગોળની કડા વાડમાં પકવે તે તે ગળાવો કેહેવાય.

ભાડવાળો. વાડમાં ચીચોડો ચાલતાં ચુલમાં લાકડા નાંખ્યા કરે તેને ભાડવાળો કહેછે.

પીલાવો. વાડના ચીચોડામાં શેરડી નાંખ્યા કરે તેને પીલાવો કહેછે.

કુચીઓ. શેરડી પીલાઈ કુચા જે નીકળે તે વાડ બાહાર ફેંકી નાંખે તેને કુચીઓ કહેછે.

પ્રાંસીઓ. શેરડીના સાંઠા મોટા હોય તેના નાંના કટકાં કરે અને અખેડા ઉપર નાખે તેને પ્રાંસીયો કહેછે.

સુડાવો. શેરડી સુડે ને ચીચોડા ઉપર પોહોંચાડે તેને સુડાવો કહેછે.

આગળીયો. શેરડીનાં આગળાં કાપ્યા કરેછે તે.

વાવણી. ખેતરમાં દરેક મોલનાં બીજ વાવે છે તેને વાવણી કહેછે.

ઓઘા. ખેડુત લોકોના મોલ ખેતરમાં પાકયા પછે તેને કાપી નાંખી ઢગલા કરે તેને ઓઘા કહેછે.

નીંદણ. ખેતરમાં નકામો કુચો થયો હોય તે.

ઉભડી. તલ પાકી જાય ત્યારે તેને વાઢી એક જગોએ થોડા થોડા ભેળા કરી ઉભા કરેછે તેને ઉભડી કહેછે.

પાણુતીયો. મોલમાં પાણી વાળ્યા કરે, અને દરેક ભાગોમાં પાણી વાળી વાળી પોહોંચાડે તેને પાણુતીયો કેહેછે.

| | |
|---|---|
| પીંજણુ. | રૂ પીંજવાને પીંજરા રાખેછે. |
| ગઢાંણુ. | ઝાઝાં વરસ થયાં વાવેતર કરવા જેવી જમીન ખેડેલ પડતર પડી હોય તે જમીનને ગઢાંણુ કહેછે. |
| તલાટી. | રેવેન્યુ પટેલની મદદમાં ગામનું કામ કરવાને માટે એક એક વેપારી હોયછે, તેને દરબાર પગાર આપેછે. તે ગામમાં હોય તે ગામસંબંધી કુલ રેવેન્યુ કામ ગામના પટેલની મદદમાં રહી વહીવટદારના હુકમ પ્રમાણે કરેછે. |
| ઢાળુ. | ઉપર ઢાળની વ્યાખ્યા આપવામાં આવી છે; તે પ્રમાણે જે પુરૂષો ઢાળ કરનાર હોય તેને ઢાળુ કહેછે. |
| જેવડીયો. | જ્યારે કોઈ જમીનના વિઘા ભરવા હોય ત્યારે ૪૦ હાથની દોરી વતી ભરાયછે તે ભરનારને જેવડીઓ કહેછે. |
| પુછડીયો. | સદરહુ વિઘા ભરવામાં જે દોરી લઈ આગળ ચાલે તે જેવડીયો કહેવાય અને પાછળનો ભાગ દોરીનો લઇ ચાલે તેને પુછડીઓ કહેવાય છે. |
| સતરસૈયું. | આ એક વહીવટની બાબત છે. તે બદલ ખેડુતનો વજે લીધા પછે અમુક મણે અમુક શેર વધારે લેવાય છે કારણ પ્રથમ ગામ ઝાંપે વહીવટ કરનારા લોકો ખર્ચ ખાતા તે બંધ કરી હાલ દરબારને ખાતે ખાયછે. |

## ખાતર વિષે.

ખાતર અને તેનો ઉપયોગ કરવાની રીત. આ બંને બાબતો દરેક ખેતી કરનારા ખેડુતોએ જાણવાની પુરી જરૂર છે, કારણ કે જમીનમાંથી જે પાક દરવરસ લેવામાં આવે છે તેથી જમીનનો

કસ ઘણો ઓછો થતો જાય છે અને તેથી પાક આવવામાં જમીન એક સરખી ટકી શકતી નથી.

સાધારણ રીતે સમજવાનું છે કે, એક તીજોરીમાં સો રૂપૈયા મુકી દરવરસ (૨૫) પચીસ રૂપૈયા કાઢવામાં આવે તો ચાર વરસે તીજોરીમાં મુકેલા સો રૂપૈયા ખુટી જાય છે. અને પાંચમે વરસે તીજોરીમાંથી એક રૂપૈયો પણ નીકળી શકતો નથી; પણ જો તીજોરીમાં ભર નીકળ થયા કરતી હોય, તે નાણાં ખુટવાપણું છેજ નહીં. તેવીજ રીતે જમીનમાંથી પણ નીકળતો ભાગ કાયમ રહે અને ભરતી કરવામાં ન આવે તો જમીનનો કસ તદન ખેંચાઈ જઈ ઉત્પન્ન બીલકુલ કમી આવે છે. તેટલામાટે જમીનરૂપી તીજોરીમાં ખાતરરૂપી ભરતી વારંવાર કરવામાં આવે તો જમીન ધરાયા માણસની માફક કસદાર રહે છે. એટલામાટે તેપ્રમાણે કરવાસારૂ દરેક ખેડુતોએ ખાતર તથા તેના ઉપયોગ વિષે માહેતગાર રહેવુ ઘણું જરૂરનું છે.

ખાતર એક જાતનું થતું નથી પણ ઘણી જાતનું થાય છે, તે સંબંધી થોડું વીવેચન સર્વ ખેડુતોને માહીત થવા ખાતર જણાવું છઉં.

આપણા ખેડુત લોકો ઘણે ભાગે ઉકરડાનું ખાતર વાપરે છે. તદન એ ગેર ઉપીયોગી છે, કારણ કે ઉકરડાનું ખાતર ખુલ્લી જગ્યોમાં રહેવાથી તદન નાકસ થઈ જતાં કશા કામમાં આવવા લાયક રહેતું નથી.

મુખ્યત્વે ઢોરનું છાણ; મુત્ર, કુચા, વીગેરેને નકામાં જવા દેછે તે ન જવા દેતાં પોતપોતાના ઘરના વાડામાં અથવા ઢોર બાંધવાની જગ્યોમાં એક એક ખાડો કરી રાખવો ને તેમાં નીત્ય ઢોરનાં છાંણ મુત્ર કુચો વિગેરે થાય તે ઉસરડી નાંખવું તે ખાડા ઉપર વરસાદનું પાણી તેમાં ન જાવા દેવા એક છાપરૂં કરવું.

તે ખાડામાં છાંણ મુત્ર કુચો નાંખતાં જવું તેમ તેના ઉપર માટીનો થર વખતો વખત દેતાં રેહેવું. તે પ્રમાણે કરતાં ઘણું મજાનું

ગળતીયું ખાતર થાયછે. તેવા ગળતીયા ખાતરનો ઉપયોગ ખેડુતોએ પોતપોતાના ખેતરમાં કરવો મુનાસબ છે.

આ પ્રમાણે ગળતીયું ખાતર કરવામાં ખેડુતોને કશી વધારે મેહેનત નથી, કેમ કે ઢોર બાંધવાની જગ્યો તો હમેશાં તેઓને સાફ કરવી પડેછે. તેમજ છાંણુ મુત્ર કુચા વીગેરે નિત્ય ઢોરનાં થાય તે પણ સ્વભાવીક છે. તેમને ઉસરડી બાહાર નાખવા પણ નિત્ય જાવુંજ પડેછે તો ફક્ત એક ખાડો કરી રાખી તેમાં એ કુચો, મુત્ર વીગેરે નાંખવું એટલાજ ઉદ્યોગની ખાંમીને લીધે ખેડુતો વીનાકારણ ખાતરનો ફાયદો લઈ શકતા નથી એ ઘણું દીલગીર થવા સરખું છે. તો હવે ઉપર પ્રમાણે ગળતીયું ખાતર તયાર કરી દરેક ખેડુતે પોતાના ખેતરમાં ઉપયોગ કરવો.

આપણા દેશમાં ખેડુતો ઢોરના છાંણનાં છાણાં કરી પોતાના ઉપયોગમાં લેછે. તે બરાબર નથી. ઢોરનાં છાંણાં મુત્ર કુચા વીગેરેનું તો ઉપર પ્રમાણે ગળતીયું ખાતરજ કરવું એટલે તેનો સારી રીતે ખેતરમાં ઉપયોગ કરી ફાયદો લેવો.

આપણા દેશના ખેડુતો ખેતરને રેઢાં મુકી પોતપોતાને ઘેર ઢોર ઢાંખર લઈ ચાલ્યા જાયછે. તેના કરતાં ખેતરમાંજ ઝુપડાં બાંધી વારા ફરતી ઘરનાં માણસો પોતપોતાને ખેતરે રાતદિવસ ઢોર રાખવાની ગોઠવણ કરે તો તેથી ખેતરના મોલ રેઢા ન રહે, વારંવાર ઢોર ઢાંખર કે ગામમાંથી શીમમાં ને શીમમાંથી ગામમાં લઈ જવાં આવવાં પડેછે તે ન કરવું પડે, વળી ખેતરમાંજ ઢોર ઢાંખર રેહેતાં હોય તો તેજ જગ્યોએ ખાડા કરી ઉપર પ્રમાણે ખાતરનો ઉપયોગ કરવો તેથી ગામમાંથી જે ખાતર ખેતરમાં લઇ જવાપણું છે, તે ન રહે. અને ખેતરમાંજ ખાતર તયાર થવાથી તેનો ઉપયોગ ઘણોજ શેહેલાઇથી થઈ શકે એટલા માટે બની શકયા પ્રમાણે ખેતરમાં ઝુપડાં બાંધી, ઢોર ઢાંખર રાખવાથી ઘણો ફાયદો થાયછે.

## મનુષ્ય મળ.

મનુષ્ય મળનું ખાતર ઘણુંજ કીમતી છતાં તેનો ઉપયોગ બી-

લકુલ આપણા દેશના ખેડુતોને તેવાં ખાતરનો ઉપયોગ કરવા-માટે જેવાં જોઇએ તેવાં બીલકુલ સાધન નથી.

સુરત અમદાવાદ વિગેરે સ્થળોમાં મ્યુનીસીપાલીટી તરફથી મનુષ્ય મળ વિગેરે જે જે કચરો શેહેરનો ઢેઢલોકો કાઢેછે તેમાંજ એ ઢેઢલોકો મનુષ્ય મળ વિગેરે કચરો નાંખેછે. અને તે ખાડા ઉપર વરસાદનું પાણી ન પડવા એક એક મોટું છાપરૂં કરી રાખેલું હોય છે. તે ખાડામાં વખતોવખત ઝીણી માંટીનો થર દેવાય છે. તેથી બદબોનો સાધારણ રીતે નાશ થઈ ગળતીયું ખાતર ઘણું મજાનું થાયછે. પછે તે ખાતર ખેડુતોને વેચાણ આપવામાં આવેછે. ખેડુતો તયાર ખાતર પૈસાવડે ઘણી ખુશીથી લઈ જઈ પોતપોતાના ખેતરમાં તેનો ઉપયોગ કરેછે એથી સરકારને રોકડ નાણું વેચાણ બદલ આવેછે તે ફાયદો થાયછે તેમ ખેતરમાં ખાતરનો ઉપયોગ થએ વેપાર પેદાસમાં વધારો થાય તે પણ મોટા ફાયદાની વાત છે.

ઉપર પ્રમાણે આપણા દેશમાં જેજે શેહેરો કે ગામોની અંદર મ્યુનીસીપાલીટી ખાતું હોય ત્યાં ખાતરને માટે બંદોબસ્ત થવો જોઇએ.

આ ઊદ્યોગથી નકામી વસ્તુ ઘણી કીમતી થાયછે અને તેના પૈસા પાકેછે. વળી દરબારના તેમજ ખેડુતના હકમાં પણ ઘણા ફાયદા થાયછે. આવો સારો ઊદ્યોગ દરેક મ્યુનીસીપાલીટી ખાતા તરફથી થવા જરૂર છે.

આ ખાતર ઘઉં, જાર, બકાલું, શેરડી, કપાસ વિગેરેમાટે ઘણું ઉપયોગી છે અને તે એક એકરે ૨૦ મણ વાપરવા વિદ્વાનોનો મત છે.

## હાડકાંનું ખાતર.

આપણા દેશમાંથી હજારો રૂપૈયાનાં હાડકાં ખરીદ કરી ઈંગ્લંડ ખાતે જાયછે તે આપણે નજરે જોઇએ છીએ. આ વાત સર્વ કોઈના જાણવા બહાર નથી. હાડકાંનાં ભરેલાં ગાડાં જ્યારે નજરે જોવામાં આવે છે ત્યારે કેટલાક લોકો પુછે છે કે આ હાડકાંનાં ગાડાં કયાં લઈ જતા હશે પણ આનો જવાબ એટલોજ છે કે હાડકાંનું ખાતર થાયછે. અને તેટલામાટે વિલાયતના લોકો આ દે-

શમાંથી હાડકાં મગાવી વિલાયત ખાતે લઈ જાયછે અને ત્યાં તે હાડકાંનું ખાતર કરી ઉપયોગમાં લે છે.

સાંભળવાપ્રમાણે વેસ્ટરન ઈન્ડીયા કે મીકલ કમ્પનીની દુકાનો હાડકાંનું ખાતર તયાર કરી વેચેછે અને હજારો ઈંગ્લન્ડના ખેડુતો એ હાડકાંના ખાતરનો ઉપયોગ કરેછે.

આપણા દેશના લોકો કેટ્લાક નીરૂદ્યોગી ભટકેછે. મગર આવી જાતના થોડે ખરચે મોટા ફાયદાવાળા ઉદ્યમો હાથ લાગે તો તે શામાટે નથી કરતા. હાડકાંના ખાતરની દુકાંનો કાઢવી અને તેના ફાયદાઓ ખેડુતોને સમજાવી જેમ ઘણા ખેડુતો હાડકાંના ખાતરનો ઉપયોગ કરે તેવાં પ્રયત્નો કરવાં. વિલાયતના ખેડુતો જથાબંધ ખાતર હાડકાંનુંજ વાપરે છે.

આ ખાતર જુવારના પાક, શેરડીના વાડ, ગાજર, બટાટાં, ડુંગળી, માટે ઘણુંજ કીમતી છે. અને તે એક એકરે ૨૦ મણ ખાતર વાપરવામાં આવેછે.

હાડકાંનું ખાતર જુદી જુદી રીતે કરવામાં આવેછે. તે તમામ રીત આ જગ્યોએ જણાવેલી નથી મગર નીચેની બે રીતી હાડકાંનું ખાતર બનાવવામાટેજ જણાવેલી છે.

ચાર ફુટ પોળો ને બે ફુટ ઉંડો ખાડો કરવો તેમાં હાડકાં નાંખી તબેલાનો કચરો, ઘાંસનાં મુળ લાકડાં વિગેરે નાંખી આખી રાત અને બીજે દાહાડો આખો એ હાડકાંની ભઠ્ઠી સળગાવવી. પછે બીજા દિવસની રાત આખી તેને થંડાં પડવા દેવાં પછે તેનો ઝીણો ભુખો કરવો. તે ભુકો ખેતરમાં ખાતર તરીકે વાપરવો. એથી ઘણો ફાયદો થશે.

એ ખાડામાંથી હાડકાં લીધા પછે વાંસે રાખ રહે તે રાખ શાખની વાડીઓમાં ખાતર તરીકે વાપરવાથી બકાલામાં ઘણો ફાયદો થાયછે.

બીજી રીતી એવી છે કે હાડકાંના નાંના નાંના કટકા કરવા ને જમીનમાં એક ખાડો ખોદાવવો. તેમાં નીચે ઘાંસનો કુચો બાળી પછે પાંચ ઇંચ રાખનો થર દેવો તે ઉપર હાડકાંના કટકા નાંખવા. તેના ઉપર અઢી ઇંચ ચુનાનો થર દઈ પછે પાછા હાડકાંના કટકા

નાંખવા તેના ઉપર ચુનાનો થર દેવો એરીતે ખાડો ભરાઈ રહે ત્યાં-સુધી કરતાં જવું તેમાં એક પ્રથમથીજ વળો રાખવો તેના ઉપર મથાળે પાણી રેડી પેલા વળાવતી હુલાવવું પછે તે વળો કાઢી લઇ મથાળે આડા અવળા કટકા પાથરવા (વાંસના) અને માટીનો થર દઈ દેવો. તે પ્રમાણે છ મહિના રાખી હાડકાં કાઢી ઉપર લખ્યા-પ્રમાણે ખાતરનો ઉપયોગ કરવો એથી ઘણો મોટો ફાયદો થશે.

## ઘેટાં બકરાંની લીંડીનું ખાતર.

આ ખાતર ઘણુંજ ઉપયોગી છે તેટલા માટે ખેડુત લોકો ર-બારી ભરવાડનાં બકરાંનાં ઝોક પૈસા ઠરાવી પોતપોતાના ખેતરમાં બેસારે છે ખેતરમાં બકરાંને દોડાવે છે તેથી તેની લીંડી આખા ખેતરમાં પડી માટી સાથે મળી જઈ તેનું ખાતર થાયછે આ ખાતર દરેક મોલને ઘણુંજ ઉપયોગી છે માટે દરેક ગામમાં બ-કરાં ગાડરાંનાં ઝોક રખાવવાં અને ખેડુતોએ તેનો ઉપર પ્રમાણે ખાતરને માટે ઉપયોગ કરવો.

બકરાં તથા ગાડરાંની લીંડીમાં પાણી નાંખી પલાળી તેનો રેડ કરી ગુલાબના છોડ માટે વપરાય તો તે ઘણો મોટો ફાયદો કરેછે.

## ખબુતરની ચરક.

આ ખાતરના રંગો માટે ઘણુંજ ફાયદા કારક છે તો આવી ચરકો નકામી ન જવા દેતાં નારંગી માટે ઉપયોગમાં લાવવી. બાગવાળાએ આ મુદ્દો અવશ્ય ધ્યાનમાં રાખવાનો છે.

સણ, ગળી, કળથી, ચીભડાં, ગુવાર, તલ, મગ, અડદ, એરંડી એ ખેતરમાં ઉગ્યા પછે ફુલેફાળે આવે અને વાણો ન ચઢે તેટ-લામાં તેને ખેડી નાંખી જમીનદોસ્ત કરવાથી તે માટી સાથે મળી ગએ પંદર દિવસમાં ગળતીયું ખાતર થઈ જાશે અને તે ઘઉં, ચણા, તલ, ઉનાળુ એ મોલને માટે ઘણું ઉપયોગી ખાતર છે.

રેસાવાળા છોડથી પાકનો જથો વધેછે અને ચીકાસવાળા છો-ડથી પાકની મીઠાસ વધેછે, એમ વિદ્વાનોનો મત છે માટે ખા-તરનો ઉપયોગ અવશ્ય કરવો.

નાકસ જમીન થઈ જાય, તેમાં ગુવાર વાવી ફુલેફાળે આવેથી

જમીન ખેડી નાંખી જમીન સાથે જમીનદોસ્ત કરી બાદ ઘઉં વાવવાથી ઘણોજ સારો પાક થાયછે.

જમીનમાં ઘઉં બળી જતા હોય, તો ત્યાં પણ આ ઉપયોગ અવશ્ય કરવો તો બેશક ઘઉં બળી જતા અટકશે. ઉપરનું લીલા છોડનું ખાતર રેતાળ જમીન માટે ઘણુંજ સારૂં છે.

છાંણાં લાકડાંની રાખનું ખાતર રેતાળ કઠણ મોલ માટે ઘણુંજ સારૂં છે. માટે કઠણ જમીનમાં રાખનો ઉપયોગ કરવો.

ગુલાબ તથા કેળો માટે ખોળના ભુકાનું ખાતર ઘણું ઉપયોગી છે.

કોબીજ, ડુંગળી, વાલ, તેને મીઠાનું ખાતર ઘણું ઉપયોગી છે.

લાકડાનો વેર એ પણ એક જાતનું ખાતર છે અને તે કુંડાંનાં ઝાડ માટે ઘણું ઉપયોગી છે.

ફળઝાડો માટે ખોળ લેવો. તેનો ચોથો ભાગ રાખ આઠમે ભાગે ચુનો, અને ખોળ કરતાં બમણું છાંણુ એટલાં વાનાં એક કુંડામાં ભેળાં કરી રાખવાં, તે કુંડાને ઢાંકવું, દસબાર દિવસ સુધી જરા જરા પાણી રેડવું. સપટેમ્બર અકટોબરમાં એ પ્રમાણે તયાર કરવું. આ ખાતર દરેક ફળઝાડ માટે ઘણું ઉપયોગી છે.

કુંભારના નીંભાડા, ઘાંસની ગંજી બળીગઇ હોય તે ચુનાની ભઠ્ઠી આ બધું ખાતર ઘણુંજ ઉપયોગી છે માટે તે રાખનો ખાતર તરીકે ઉપયોગ કરવો.

ઘાંસની વાડીમાં ચુનો છાંટી જવાથી ઘાંસ ઝીણું કે મીઠું થાયછે.

હલકી જમીન ચુનો છાંટવાથી સુધરે છે અને દાણો પણ વધારે ભરાય અને મોટો થાયછે. એ પ્રમાણે ચુનો પણ ખાતર તરીકે વપરાય છે.

દરીયા કીનારે જીવજંતુ ઘણાં મરેલાં નીકળેછે તે માટીસાથે ખાડામાં દાબી રાખવામાં આવે તો છ મહિના પછે ગળતીયું ખાતર થાયછે.

ઉપર પ્રમાણે જુદી જુદી જાતનું ખાતર થાયછે તે ખેડુત લોકોએ ધ્યાનમાં રાખી બરાબર અમલ કરવો એથી પેદાશ વધશે, દરબારની ઉપજમાં વધારો થશે જમીનનો કસ વધશે અને બધી રીતે ફાયદો થશે માટે દરેક ખેડુતોએ ઉપર પ્રમાણે ખાતરનો ઉપયોગ કરવો.